અઢી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન.

# ધીરજનાં કાવ્યો.

૧૦૦૦ [ સન ૧૯૨૪

ધીરજ

પ્રકાશક:—

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ,

નડીઆદ-ગુજરાત.

સ્વ દેશી / રાજ / દેશી / ધર્મ / માન

તેમને ખાતર

સારા ગુજરાતનું ધ્યાન ખેંચતા

| | | |
|---|---|---|
| ૧ | ગુજરાત પુરાતત્વ મન્દિર | અમદાવાદ |
| ૨ | ગુજરાત વિદ્યાપીઠનાં પુસ્તકો | ,, |
| ૩ | રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય | ,, |
| ૪ | પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ (શ્રી અરવિન્દ ઘોષનું) | નવસારી |
| ૫ | રાષ્ટ્રીય સાહિત્ય ગ્રન્થમાળા | સુરત |
| ૬ | ગાંડિવ સાહિત્ય મન્દિર | ,, |
| ૭ | સૌરાષ્ટ્ર કાર્યાલય | રાણપુર |
| ૮ | પ્રજાકીય સાહિત્ય મન્દિર | અમદાવાદ |

એ સર્વેની પ્રસિદ્ધિનાં પુસ્તકો

રાષ્ટ્રીય ભાવનાનાં પોષક અને કોઇ પણ પુસ્તક કે માસિક માટે

લખોઃ— **વર્ધમાન એન્ડ સન્સ.**

**પાયધુની ટ્રામજંકશન, મુંબાઇ નં. ૩**

સ્વદેશ પ્રેમથી ઉભરાતા રાષ્ટ્રીય સાહિત્યનું સંપૂર્ણ સૂચીપત્ર એક આનાની ટીકીટ મોકલી મંગાવો.

સાહિત્યકુંજ ગ્રંથમાળાનું આઠમું પુસ્તક

# ધીરજનાં કાવ્યો.

લેખક
ધીરજ.

તંત્રી—બી૦ પટેલ.

પ્રકાશકઃ—
અંબાઈદાસ બાબરભાઇ, શર્મિલાકર.
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.
નડીઆદ.

છાપનારઃ—સોમાભાલ મંગળદાસ શાહ.
ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ પાંચકુવા
અમદાવાદ.

છુટક મૂલ્ય. ૦—૮—૦ ગ્લેઝ કાગળ. ૦—૧૨—૦

# હવે પછી બહાર પડનારા પુસ્તકો



**ગૌરિ**—ગરીબો ઉપર સમાજનો ભયંકર અત્યાચાર, કુળની મિથ્યા મોટાઇ અને મિથ્યાડંબરવાળા ગ્રેજ્યુએટો અને વખાણો ઉપર સચોટ અને માર્મિક પ્રહાર કરતી આ નવલકથામાં વરવિક્રયની રૂઢિ સામે બંડ ઉઠાવનાર એક આર્ય રમણીના જીવન પ્રસંગને અચ્છી રીતે ગુંથવામાં આવ્યા છે.

**બેગમ કે બલા?**—નવી રચના, નવિન રસ ચાતુરી અને રહસ્યથી ભરપુર આ નવી નવલકથા નવાબી જનાનખાનાના રહસ્યો ઉકેલીને તમને દેખાડી આપે છે કે ડિટેક્ટીવ પણ કોઇકવાર સજડ થાપ ખાય છે.

**હૃદયેશ્વરી**—પૂર્ણિમા અને દેશબંધુદાસના લેખકની તરફનું આ નવું પુસ્તક તમારા હૈયાનું હાર બનશે કારણકે પ્રેમપંથે નૂતન પ્રકાશ પાડતી હૃદયેશ્વરી પ્રિયતમાના દર્શન કરાવતી પૂર્વ અને પશ્ચિમના સંસારની આ રસભરી કથા ગુજરાતમાં પોતાની ઢબની એકલી જ છે.

**પ્રફુલ્લ નાટક**—ઘર સંસારના રગડા ઝગડાનું ચિત્ર ચિતરવામાં આ પુસ્તકે કમાલ કરી છે.

**ડિટેકટીવ કથાકુંજ**—છુપી પોલીસના પરાક્રમને લગતી નવી વાર્તાઓનો સંગ્રહ બહુ કાળજીથી તૈયાર કરવામાં આવ્યો છે.

કચ્છના કલાપ્રિય કવિ અને ગુજરાતી ભાષાના જાણીતા લેખક

## પંડિત નરહરિ બી. શર્મા ( પરિમલ )

**ના તંત્રીપણા નીચે પ્રગટ થનારી અત્યુત્તમ આકર્ષક અને સસ્તામાં સસ્તી સચિત્ર માસિકપત્રિકા**

# બંસરી.

## બંસરીમાં શું આવશે ?

- દર વર્ષે ઓછામાં ઓછું ૫૦૦ થી ૬૦૦ પૃષ્ઠનું વાંચન.
- ફુલ જેવા બાળકોની બાલવાડીથી વૃદ્ધોના વિશાળ અનુભવના ક્ષેત્રો સુધીની બોધ કથાઓ.
- રમણીઓના રસમન્દિરથી માંડીને વિભુતિવિપુલ પ્રકૃતિના વિરાટ સામ્રાજ્ય પર્યન્તની રસકથાઓ.
- ઉલ્લાસ, વિલાસ અને આમોદપ્રમોદથી ઉભરાઈ જતી સ્નેહજીવનની રસસરિતાઓથી છેક વિરાગમય નિઃસીમ બ્રહ્મસાગર પર્યન્તની જ્ઞાન કથાઓ.

**કલ્પનાગર કંઠદાની ભુવનમોહિની મધુબંસરીનો મીઠો રણકાર કંઇક કાળના રસકણ વિહોણા તમારા જીવનમાં અજબ નવચેતન રેડી દઇ તમને સાવ ઘેલાંતુર કરી મુકશે ! બંસરી સદૈવ ઋષીઓનાં અદ્ભુતપૂર્ણ અપૂર્વ રસગાન** છેડી, આર્ય સંસ્કૃતિને પુનરુત્તેજિત કરશે અને છેવટે **રસ એજ બ્રહ્મ** સનાતનની ભાવનામાં તમારી સંસ્કારી માનસસૃષ્ટિને તલ્લીન બનાવી મૂકશે.

**બંસરીની ભાષા સાદી સરળ અને મીઠી રહેશે.**

## ભેટનું પુસ્તક.

તમારા મનોરંજનની ભાવનાને દ્રષ્ટિમાં રાખી તમારી લાયબ્રેરીને શણગારનારી સારા કાગળો ઉપર સફાઇદાર રીતે છાપેલી અને તમારા લવાજમનો પૂરેપૂરો બદલો વાળી આપનારી **રસપૂર્ણ નવલકથા ભેટ મળશે.**

**માત્ર રૂ. ૩ા. પરદેશ માટે ૪ા છુટક નકલના આઠ આના.**

**શ્રી "મહાશક્તિ" સાહિત્ય કાર્યાલય. સ્ટેશન રોડ—સુરત.**

# અગત્યની સૂચનાઓ.

(૧) આ વર્ષમાં દરેક ગ્રાહકે થોડા થોડા ગ્રાહક વધારી આપવા મહેરબાની કરવી. તમારી થોડી મહેનતથી માળાના ઘણા ગ્રાહક વધી શકશે. ગ્રાહકો વધારવા માટે જેમને હેન્ડબીલ ૪. ની જરૂર હોય તેમને અમારા ખર્ચે મોકલવામાં આવશે. સસ્તાં પુસ્તકો નો ફેલાવો કરવામાં તમે જેટલી મદદ કરશો તેટલી દેશસેવા બજાવી ગણાશે. ગ્રાહકો વધારનારા સજ્જનોના નામ માળાનાં પુસ્તકોમાં જાહેર કરવામાં આવશે.

(૨) પ્રથમ વર્ષના પુસ્તકોના સેટની માત્ર ગણીગાંઠી નકલો તૈયાર છે ઇચ્છા હોય તેણે પત્ર વ્યવહાર ચલાવવો. પૃષ્ટ લગભગ ૧૩૦૦ કિંમત રૂ. ૨-૮-૦ પોસ્ટેજ જુદું.

(૩) કેટલાક ગ્રાહકોની ઇચ્છાથી આ વર્ષે સારા ઉંચા કાગળ ઉપર પણ પુસ્તકો છપાવવા માંડયા છે, તેનું લવાજમ રૂા ૩-૮-૦ રાખેલું છે. ચાલુ એડીશનના ગ્રાહકો એક રૂા. વધુ મોકલી આપશે તો ઉંચા કાગળવાળા પુસ્તકો મોકલાશે.

(૪) એજન્ટો જોઇએ છે. એજન્સી રાખવા ઇચ્છનારે પત્ર-વ્યવહાર ચલાવવો.

(૫) જવાબ માટે રિપ્લાઇ કાર્ડ કે ટિકિટ બીડી નીચે સહી કરનારને નામે પત્રવ્યવહાર કરવો.

અંબાઇદાસ બાબરભાઇ પટેલ.
મેનેજર,
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ
નડીઆદ.

# પ્રથમ વર્ષના પુસ્તકોનો સેટ.

માહરૂખ—મોગલ રંગમહેલના ભેદભરમની નવલકથા

ગુલબહાર—અંગ્રેજ સત્તા હિંદમાં કેવી રીતે જામી તે બતાવનારી બંગાળાના ઇતિહાસની દિલજીત નવલકથા.

સીતા વનવાસ—સ્ત્રીઓપયોગી પુસ્તક વડોદરા સ્ટેટની લાયબ્રેરીઓ માટે મંજુર થયું છે,

પૂર્ણિમા—શુષ્ક ગૃહજીવનમાં નવચેતનનો સંચાર કરનારી રાષ્ટ્રિય ભાવનાથી ભરપુર પંદર વાર્તાઓનો વિદ્વાનોએ એકજ અવાજે વખાણેલો અને વડોદરા સ્ટેટની લાયબ્રેરીઓ માટે મંજુર થએલો સંગ્રહ.

દેશબંધુ દાસ—હિંદના હાલના મહાન નેતાના જીવનના પ્રસંગો ઉપર અજવાળું ફેંકનાર આખા હિંદની કોઇ પણ ભાષામાં નથી તેવું મહાન પુસ્તક.

નુરજહાં નાટક—સત્તરમી સદીની શહેનશાહ બાનુના જીવનનો તાદશ્ય ચિતાર રજુ કરતો રસિક નાટય ગ્રંથ.

નવવલ્લરી—અલંકાર શાસ્ત્રની ગુજરાતી સાહિત્યમાંની ખોટ પૂરી પાડતું પુસ્તક.

આજેજ મંગાવો થોડીજ નકલો છે પાછળથી નહિ મળે.

મેનેજર.
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ
નડીઆદ.—ગુજરાત

ગ્રંથમાળાના મુંબાઇના એજન્ટસ
મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. પાયધોણી—મુંબાઇ.

# નિવેદન.

ભાષા ગુર્જરી આર્યાવત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃતપ્રાય થઈ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એજ અર્પણ કરો એ આશ પ્રેમીતણી.

ગુજરાતી ભાષા—સાહિત્યના ઉદય માટે જીવન સમર્પણ કરનાર કવિ ગુરૂ શ્રી૦ પ્રેમાનંદે કરેલી પ્રાર્થના પાર પાડવા સાહિત્યના અંગઉપાંગ ખીલવવા જે પ્રયાસો થયા છે, થાય છે અને થઈ રહ્યા છે તેમાં અમારી ફરજ અદા કરવા અમે સાદી સરળ અને પરઅથુ ભાષામાં સસ્તું પણ ઉપયોગી વાંચન પુરૂં પાડવા સંકલ્પ કરી જુદા જુદા વિષયો ઉપર નવલકથા, નાટકો, વાર્તાઓ, જીવન-ચરિત્રો, કાવ્યો, નિબંધો વગેરેના પુસ્તકો એકજ અને જુજ લવા-જમે પુરાં પાડે તેવી ગ્રંથમાળાની ઉણપ જોઇ શ્રી સાહિત્યકુંજ ગ્રંથ-માળાની શરૂઆત કરી અને તેના પહેલા વર્ષમાં બે નવલકથા, એક ટુંકીવાર્તાઓનો સંગ્રહ એક સ્ત્રીઓપયોગી પુસ્તક, એક ઐતિ-હાસિક નાટક, એક મહાન દેશનેતાનું વિસ્તૃત જીવનચરિત્ર અને અલં-કાર શાસ્ત્રને સમજાવનારૂં એક પુસ્તક આપ્યું.

અમે રજુ કરેલી યોજનામાંથી અમે કેટલું કરી શકયા તેનું માપ અમારા સહૃદયી વાંચકો અને ગ્રાહકો કાઢી લેશે ચાલુવર્ષમાં ગુજરાતના પ્રતિષ્ઠિત લખનારાઓએ આ માળા માટે ખાસ તૈયાર કરેલા પુસ્તકો આપવાનું નક્કી કરેલું છે. અને આ પુસ્તક ગુજરાતના લગભગ વીસથી વધારે અઠવાડિકો, માસિકો વગેરેમાં વર્ષો થયાં

નિયમિત લખતા રહી હિંદુ, મુસલમાન, પારસી વાંચકોનો સારો ચાહ મેળવી લોકપ્રિય થએલા કવિ શ્રી. ધીરજના કાવ્યોનો સંગ્રહ આપના કરકમળમાં સમર્પણ કરીએ છીએ. એ વિદ્વાન ભાઇના વાર્તાઓ, નવલકથાઓ, જીવનચરિત્રો ઇ. ના પુસ્તકો જેમ લોકાદારને પાત્ર નીવડયા છે તેમ આ પુસ્તક પણ લોકપ્રિય થશે એવો અમને વિશ્વાસ છે.

અમારા પુસ્તકોના સસ્તાપણા વિષે બેમત નથી, એટલુંજ નહિ પણ તેની હરિફાઇ પણ કોઇ કરી શકે તેમ નથી. હાલમાં ઘણી ગ્રંથમાળાઓ નીકળવા માંડી છે તેથી અમારા વાંચનારાઓને તેના વાંચન, લવાજમ ઇ સાથે આ ગ્રંથમાળાની તુલના કરી ખાત્રી કરવાની ભલામણ કરીએ છીએ. પોતાના નિર્વાહ માટે પુસ્તકો પ્રગટ કરનારા પ્રકાશકોના પુસ્તકો સાથે અમારા પુસ્તકો કેમજ સરખાવી શકાય ?

હાલમાં ચાલતી ભયંકર મોંઘવારીમાં આ લવાજમે બારસો પાનાનું વાંચન પુરૂં પાડવું એ કેટલું મુશ્કેલ કામ છે તે તરફ ધ્યાન આપી અમારા વાંચનારાઓ અમને નુકસાનમાં બહુ નુકસાનમાં નહિ ઉતરવા દે એમ અમે માનીએ છીએ. અમારા દરેકે દરેક વાંચનારાએ જાતે ગ્રાહક તરીકે નામ નોંધાવી ઓછામાં ઓછા એ-વધુ ગ્રાહકોને મેળવી આપી આ સંસ્થાને મદદ કરવી ઘટે છે. અમારા મિત્ર પત્રકારો કહે છે કે ગુજરાત વાણીયું છે, તે છતાંએ મહાત્મા ગાંધીજીના વચનમાં પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા રાખી અમારૂં કામ આગળ ચલાવીએ છીએ.

પટેલ.

આ સંસ્થા સાથે પત્રવ્યવહાર ચલાવનારાઓને આથી જણાવવામાં આવે છે કે હવેથી પત્રવ્યવહાર સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ નડીઆદ ગુજરાત એ સિરનામે કરવો.

મેનેજર.

## લવાજમ સંબંધી ખબર.

| | ચાલુ આવૃત્તિ | | ઉંચા કાગળની આવૃત્તિ. |
|---|---|---|---|
| હિંદમાં | રૂા. ૨—૮—૦ | હિંદમાં | રૂા. ૪—૮—૦ |
| પરદેશ | રૂા. ૪—૮—૦ | પરદેશ | રૂા. ૫—૮—૦ |

અમારા અમૃતમય ઓષધી

મફત **વ્યાધીહર પ્રયોગ.** મફત

## અજાયબ ચમત્કાર રૂા. ૧૦૧) નુ ઇનામ.

## હીસ્ટ્રીઆની રામબાણ દવા.

અમારી નસ્ય, પંચામૃત ગોળીયો હીસ્ટ્રીઆ વાઇ, આંચકી, તાણ, રજસ્વલા નીમીત રીતે ન આવવુ વીગેરે દરદોને નાબુદ કરી શરીરમાં કોવત વધારે છે ગમે તેટલા વર્ષનુ જુનુ દરદ હોય પણ વૈદ્યો ડોકટરોની દવા કરવાથી નહી મટેલ દરદને આ દવાએ તદન નાબુદ કરીને અનેક સર્ટીફીકેટો મેળવ્યા છે. કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે અમારી નસ્ય, દવાથી હીસ્ટ્રીયાનો રોગ નથી મટતો તેને રૂ. ૧૦૧) નુ ઇનામ આપવામાં આવશે દવાની કીમત રૂા. ૧૦—૦—૦ દવા વાપરવાની વીગત દવા સાથે હોય છે.

વૈદ્ય રવીશંકર જટાશંકર.—મુ. ધોલકા—જી. અમદાવાદ.

---

# ( બુદ્ધીવૃધક ચાટણ. )

આ દવાના સેવનથી મગજ શકતી વધે છે સ્કુલોમાં અભ્યાસ કરતા વીદ્યાર્થીઓને તેમજ દરેક મગજમારીના ધંધા કરનાર માણસોને આ દવા અમૃત તુલ્ય નીવડી છે ગણીત જેવા અઘરા વીષયો સહેલથી શીખી શકાય છે શરીરમાં ધાતુનો વધારો કરી શરીર તંદુરસ્ત બનાવે છે આ દવા ખાવામાં ઘણીજ સ્વાદીષ્ટ છે.

રતલ ૧) ના ડબાની કીમત રૂા. ૨—૦—૦

અમારા ઓષધાલયમા દરેક દરદોની અનુભવસીદ્ધ દવાઓ તૈયાર મળે છે એક પોસ્ટ કાર્ડ લખી મોકલનારને અમારૂ વ્યાધીહર પ્રયોગ નામનુ પુસ્તક તદન મફત મોકલવામાં આવે છે.

વૈદ્ય રવીશંકર જટાશંકર દ્વિવેદી.
મુ. ધોલકા—જી. અમદાવાદ.

## ☞ આજેજ તાકીદે નામ નોંધાવો ! ☜

# ધી ભારત મેરેજ એન્ડ થ્રેડ બેનીફીસીયલ કુંપની લીમીટેડ

## નવસારી.

( નામદાર વડોદરા સરકારના કુંપની નિબંધ બીજા પ્રમાણે નોંધાયલી.)

લગ્ન, ઉપવિત, નવજોત, બીસમીલ્લાહ અને બેપ્ટીઝમની ધાર્મિક ક્રિયા કરનારને રૂ. ૧૫૦૦ સુધી આપવામાં આવશે. દાખલ થતી વખતે દરેક સભાસદ રૂ. ૧૦ ભરે લગ્ન કરનાર સભાસદ લગ્ન કરી કુંપનીમાંથી રૂ. ૧૫૦૦ સુધી મેળવી જતાં દરેક લગ્ન પ્રસંગે રૂ. ૧ ચાંલ્લાનો ભરે. **થ્રેડ સેરેમની.** (ઉપવિત, નવજોત, બીસમીલ્લાહ બેપ્ટીઝમ) નાં સભાસદમાંથી કોઈ પણ સમાસદ ધાર્મિક ક્રિયા કરે તો રૂ. ૧૫૦૦ સુધી મેળવી જતા દરેક પ્રસંગે રૂ. ૨ ચાંલ્લો ભરે.

કોઈ પણ સભાસદને એકંદર રૂ. ૫૦૧ સુધી ચાંલ્લો ભરવો પડશે.

કંપની કમી સભાસદોની સંખ્યાથી પણ દાવા ચૂકવશે અને તે સભાસદોનાં આવેલા ચાંલ્લામાંથી પણ ૬૦ ટકા આપી ૪૦ ટકા કંપનીના રીઝર્વ ફંડ વગેરેમાં આવશે.

વધુ ખુલાસા માટે રૂ. ૧ એકની પોષ્ટ ટીકીટો મોકલવાથી નિયમની બુક મોકલી આપવામાં આવશે.

જોઈએ છે—સભાસદો મેળવી આપનારા ચાલાક તથા આબરૂદાર એજન્ટો.

કમીશન તથા ખુલાસા માટે કુંપનીમાં મળો યા લખો.

મેસર્સ દેશાઈ. નાયક એન્ડ કો. મેનેજીંગ એજન્ટસ.

ધી ભા. મે. એન્ડ થ્રે. બે. કુ. લી.—નવસારી.

# બાળહત્યા પ્રતિબંધક ગૃહ–પંઢરપુર

પંઢરપૂર–શ્રી વિઠ્ઠલનાથજીનું ધામ છે.

ભાવિક વૈષ્ણવો, દયાળુ શ્રાવકો અને અન્ય સભી જનો ત્યાં બાળહત્યાનું ઘોર પાપ થાય છે તે તમોને ખબર છે?

આ પવિત્ર ધામને આ કલંકમાંથી મુક્ત કરવાનું કામ આ આશ્રમ કરે છે.

તુરતનાં જન્મેલાં બાળકોને દુધ ઉપર ઉછેરવાનો માસીક ખર્ચ બાળક દીઠ રૂ. ૨૦) વાર્ષિક રૂ. ૨૫૦) આપનારનું નામ પારણા ઉપર રાખવામાં આવે છે.

આશ્રમનો વાર્ષીક ખર્ચ રૂ. ૩૦ હજાર, સારે નરસે પ્રસંગે અન્ન, વસ્ત્ર, ધનનું દાન યથાશક્તિ મોકલાવી પુન્યલાભ કરો.

સુપ્રીન્ટેન્ડેન્ટ ઓરફનેજ
પંઢરપૂર

# અનુક્રમણિકા.


| નં. | લેખ. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | બ્રહ્મ સ્તવન ... ... ... ... | ૧ |
| ૨ | ખંદગી ... ... ... ... | ૧ |
| ૩ | ભાષા દેવીને ... ... ... ... | ૨ |
| ૪ | માતૃ ભૂમિ ... ... ... ... | ૫ |
| ૫ | દેશ ગીત ... ... ... ... | ૬ |
| ૬ | આશ્વાસન ... ... ... ... | ૭ |
| ૭ | વેલીનું સ્મરણ ... ... ... | ૯ |
| ૮ | ગૃહિણીને ... ... ... ... | ૧૧ |
| ૯ | સંપ ... ... ... ... | ૧૨ |
| ૧૦ | તપસિદ્ધ ... ... ... ... | ૧૩ |
| ૧૧ | પરમ પિતાને... ... ... ... | ૧૪ |
| ૧૨ | ભામની ... ... ... ... | ૧૫ |
| ૧૩ | સન્નારી સ્મરણ ... ... ... | ૧૮ |
| ૧૪ | પિયુની ધુનમાં ... ... ... | ૨૧ |
| ૧૫ | કાળબળ ... ... ... ... | ૨૨ |
| ૧૬ | એકરાર ... ... ... ... | ૨૩ |
| ૧૭ | સ્વભાવ વૈચિત્ર્ય ... ... ... | ૨૪ |
| ૧૮ | પ્રભુને પેગામ... ... ... ... | ૨૫ |
| ૧૯ | ભાવિ ... ... ... ... | ૨૬ |

| | | |
|---|---|---|
| ૨૦ | 'કલાપી' ને... ... ... ... | ૨૭ |
| ૨૧ | ત્યાગ ... ... ... ... | ૨૯ |
| ૨૨ | દંપતિ પ્રબોધ ... ... ... | ૩૩ |
| ૨૩ | પત્ની ... ... ... ... | ૩૪ |
| ૨૪ | રાખડી ... ... ... ... | ૩૫ |
| ૨૫ | પ્રભુનો રાહ ... ... ... ... | ૩૬ |
| ૨૬ | પાદકૃતિ ... ... ... ... | ૩૭ |
| ૨૭ | સ્નેહ ફિલ્સુરી ... ... ... | ૩૯ |
| ૨૮ | પ્રાર્થના ... ... ... ... | ૩૯ |
| ૨૯ | મન પંખીને:... ... ... ... | ૪૦ |
| ૩૦ | સુકાનીને ... ... ... ... | ૪૧ |
| ૩૧ | પ્રેમઘેલી બ્હેનડી ... ... ... | ૪૨ |
| ૩૨ | કુટુંબ વત્સલતા ... ... ... | ૪૩ |
| ૩૩ | અનાદિને અરજી ... ... ... | ૪૪ |
| ૩૪ | નવું વર્ષ ... ... ... ... | ૪૬ |
| ૩૫ | નવલ પ્રભાતે પ્રભુ ચરણે ! ... ... | ૪૭ |
| ૩૬ | સિતમગરને !... ... ... ... | ૪૯ |
| ૩૭ | મહફિલ ! ... ... ... ... | ૫૦ |
| ૩૮ | ગયા તે શું સદા માટે !... ... ... | ૫૨ |
| ૩૯ | એક મહાત્માનું સ્મરણ... ... ... | ૫૩ |
| ૪૦ | ક્રૂર માળીને ... ... ... ... | ૫૪ |
| ૪૧ | કરમાએલા પુષ્પ ... ... .... | ૫૬ |
| ૪૨ | સખીઓનુ સંમેલન ... ... ... | ૫૭ |

| | | |
|---|---|---|
| ૪૩ | પ્રારબ્ધ ... ... ... ... | ૫૮ |
| ૪૪ | જનની, ગીત... ... ... ... | ૫૯ |
| ૪૫ | હિન્દ દેવીને ... ... ... ... | ૬૦ |
| ૪૬ | ગોવાલણી ... ... ... ... | ૬૩ |
| ૪૭ | સાધ્ય કરનારા ... ... ... | ૬૫ |
| ૪૮ | ઉષા ... ... ... ... | ૬૬ |
| ૪* | લગ્ન મંડપ ... ... ... ... | ૬૭ |
| ૫૦ | ગૃહિણી ... ... ... ... | ૬૯ |
| ૫૧ | વર્ષાની એક રાત ... ... ... | ૭૦ |
| ૫૨ | સનમ શાને સતાવે? ... ... ... | ૭૨ |
| ૫૩ | મોહાન્ધ મૃગને ... ... ... | ૭૩ |
| ૫૪ | જુદાઇનો ઝખમ ... ... ... | ૭૫ |
| ૫૫ | મનને ... ... ... ... | ૭૬ |
| ૫૬ | સાંત્વન ... ... ... ... | ૭૭ |
| ૫૭ | રણજીતરામભાઇ ... ... ... | ૭૮ |
| ૫૮ | નિરહવાણી ... ... ... ... | ૮૧ |
| ૫૯ | વિભુને નિગ્રમિ ... ... ... | ૮૨ |
| ૬૦ | અનુવાદ પચ્ચીસી ... ... ... | ૮૩ |
| ૬૧ | અભિનન્દન ... ... ... ... | ૮૯ |
| ૬૨ | પ્રાતઃ સ્તવન ... ... ... ... | ૮૯ |
| ૬૩ | શારદા સ્તવન ... ... ... | ૯૦ |
| ૬૪ | પ્રભો! હું બાળ તારો છું ... ... | ૯૦ |
| ૬૫ | ખીલતી કળીને ... ... ... | ૯૨ |

૬૬ અમે ! ... ... ... ... ૯૩
૬૭ ઉદ્ગાર હું રટનાર છું ... ... ... ૯૪
૬૮ પતંગને ... ... ... ... ૯૫
૬૯ પશ્ચાત્તાપ ... ... ... ... ૯૭
૭૦ ગુજરાતીઓ ... ... ... ... ૯૮
૭૧ કાઠીઆવાડ ... ... ... ... ૯૯
૭૨ પ્રભુને પ્રશ્ન ... ... ... ... ૧૦૦
૭૩ પંચ–શલ્ય ... ... ... ... ૧૦૧
૭૪ વર્ષાની વાદળીને ... ... ... ૧૦૨
૭૫ દેશ પ્રેમ ... ... ... ... ૧૦૩
૭૬ કરમાઇ જતા કુસુમને ... ... ... ૧૦૪
૭૭ બાળકોને વંદીએ ? ... ... ... ૧૦૬
૭૮ પ્રાસ્તાવિક, કથાનુવાદ ... .. ... ૧૦૭
૭૯ બોધપાઠ ... ... ... ... ૧૧૦
૮૦ મન ભ્રમરને ... ... ... ... ૧૧૧
૮૧ પુણ્યભૂમિ ... ... ... ... ૧૧૨
૮૨ વિદાય ... ... ... ... ૧૧૩

॥ ॐ ॥

# ધીરજનાં કાવ્યો.

## બ્રહ્મ સ્તવન.

અસ્તિત્વ જેથી સહુ સૃષ્ટિતણું ટકે છે,
જેના પ્રકાશથી પ્રકાશિત સૌ બને છે;
નિર્દોષ, નિષ્કલ, સુમંગલરૂપ જે છે,
એવું સદા પરમ વ્યાપક બ્રહ્મને એ.

## બંદગી.

દાદાર! જગ દુઃખ સર્વ હર!
માગું વળી રબ! રહેમ કર!
અહીં ખલ્કમાં ઇન્સાન પર,
મીઠી નઝર કર! દાદગર!
સુખ દાન કર! સ્તુતિ કાન ધર!
સહુ વઠિ જનના માફ કર!
આબાદ કર! વિભુ, વ્હાલધર!
નાપાક દિલ પણ પાક કર!!

( ૨ )

દઇ રિદ્ધિ પ્રભુ ધન ધાન્ય ભર !
પરિતાપ જનના સર્વ હર !
વિભુ, વ્હેમનો સંહાર કર !
દઇ શાંતિ સુખ દે નામવર !

આ ખલ્કપર, બક્ષિસ કર !
તારાં કદમ જય દાદગર !
તકસીર પર ! પ્રભુ, મહેર ધર !
રાખી મુબારક નામવર ! !

## ભાષાદેવીને–

દેવી ! અહો ! પુનિત તું ગુજરાતી ભાષા !
હું શી કરૂં અબુધ તારી અરે, પ્રશંસા ?
તારૂં સ્વરૂપ પ્રિય માત ! મુદપ્રદા છે.
તું પુત્રની પરમ શાશ્વત સૌખ્યદા છે.

મીઠાશ મા ! તુજ તણી અહ ! શું વખાણું
ગંભીરતા અમિત તારી જરા ન જાણું !
આહ્લાદિની, સુભગ તું મુજ માતૃભાષા,
સેવું સદા તુજ કૃપા તણી રાખી આશા.

નિસ્સીમ ને અતુલ ગૌરવ માડી ! તારૂં,
કેવી રીતે હૃદયમાં જનની, ઉતારૂં ?
શું ચેતનત્વ જડમાં નિજ ભાવ સ્ફુરે ?
શું સૂક્ષ્મરૂપ સ્થુલમાં કદી રંગ પૂરે ?

માતા અનેક કવિરત્ન બનાવી રાચી,
અદ્યાપિ તે કરી રહ્યા તુજ ભક્તિ સાચી;
સેવે નહિ તનુજ જે નિજ માત હોશે,
ધિક્કાર એ અધમને જન પાપી કહેશે !

સેવા કરી પરમ ભક્ત નૃસિંહ મહેતે,
રીઝયા મીરાંપર પ્રભુ પણ એ કવિત્વે !
માતા ! ખરે તુજ સહાયથી એ તર્યાં બે,
સાક્ષી સદા જગતને ઇતિહાસ આપે.

હે દિવ્ય માત ! વિલસે તુજ નૂતનશ્રી !
તારી પ્રભા જગતમાં અહ, શું પ્રકાશી !
પૂજા કરી પ્રખર શામળ, પ્રેમ વિપ્રે,
ને માત ! વલ્લભ, દયાદિ કવીશ્વરોએ.

ધીરા સમા કવિ ગયા તુજ પાદ સેવી,
ને નર્મદે પણ કર્યું તુજ ગાન દેવી !
મીઠી રસિક વળી છે ક. દ. ડા ની વાણી
સેવા કરી મહિપતે પણ પ્રેમ આણી.

સ્વર્ગે ગયા નવલરામ તને વખાણી,
છે ધન્ય બાલ, મણિની પણ મિષ્ટ વાણી;
તેં ઉદ્‌ભવ્યા સપુત જે મનસુખ જેવા,
તે તો ગયા; પણ કરે હજુ સર્વ સેવા.

ઇચ્છા તણી અતુલ સેવ સ્વીકારનારી !
વાસો કલાપા ઉરમાં પણ ધારનારી !
ગોવર્ધને સદય માત, તને દીપાવી;
સદ્‌ભાગી માધવ દિલે પણ તું રહી'તી.

સોહેની, કાન્ત, ધ્રુવ ને મકરન્દ સેવે,
સુમન્ત, વેદ, નરસિંહ સદા ભજે છે,
ઉડે ઉંચે ગગનમાં વળી પ્રેમભક્તિ,
છે માત ! એ કવિ વિષે તુજ દિવ્ય શક્તિ.

પૂજે સદા લલિત જો નવી આશ ધારી,
સેવા કરી સુમતિએ પણ માત ! તારી;
વિદ્યા અને ભગિની શારદ ભાવ રાખે,
બીજા વળી તનય જે તુજ પ્રેમ ચાખે.

ગાયા અનેક કરીને કવિઓ પૂજે મા !
સૌ સાક્ષરો સ્તવનથી રીઝવે જનેતા !
તોયે નહિ તુજ દશા સુધરી સુમાતા !
પુત્રો કુટીલ હજુ જો કરતા ઉપેક્ષા ! !

સાહિત્યમાં બળ રહ્યું શુભ પ્રેરણાનું,
ત્યાં કાર્ય શું કહીં ઘટે અવહેલનાનું ? !
તું સ્વર્ગશી સુખદ છે ગુજરાતી ભાષા !
ઉત્કર્ષ પૂજન વડે અમ રાષ્ટ્રનો મા ! !

## માતૃભૂમિ.

અમારી આ ભરતભૂમિ, ખરેખર દેવભૂમિ છે;
અહીંથી ધર્મ સૌ જન્મ્યા, સનાતન આર્યભૂમિ છે.

પુરાતન કાળથી વિશ્વે મહિમા શ્રેષ્ટ છે એનો,
જગતના સર્વ દેશોમાં મળે જોટો નહિ જેનો.

અહીં ગીર્વાણના ઘોષે, નિનાદિત સૌ જગત્ કીધું.
શ્રુતિ–સ્મૃતિએ પ્રકટ થઇને સનાતન જ્ઞાનધન દીધું.

અલૌકિક આજની પ્રગતિ થઇ સહુ રાષ્ટ્રની જહીંથી,
પ્રભુની લાડિલી ભૂમિ, પ્રસવ ઇતિહાસનો અહીંથી.

વિમર્શન કલેશનું કરીને, અનેરી શાંતિ દેનારી,
અમારી આર્યની વિદ્યા અચળ સર્વત્ર રહેનારી.

ઋષિવર વ્યાસ–વાલ્મિકે કવન કથી આર્ય પૂર્વજનાં,
વધાર્યાં માન આ વિશ્વે, ભરત જનની–તનુજોનાં.

કવિવર કૈં થયા આંહીં, દીપાવા આર્યમાતાને,
અહીંના દિવ્ય આદર્શો, અપાવ્યો યશ વિધાતાને.

ગિરિવર અહીં હિમાલયમાં વનસ્પતિઓ અઢારે છે,
પુનિત ગંગા સમી નદીઓ મનુજનાં પાપ બાળે છે.

સુભટ વીરો ઝઝુમ્યા છે ભૂમિના શ્રેયને કાજે,
યુગેયુગથી ભરત માતા અલૌકિક કાંતિથી રાજે.

સીતા સમ નારીઓ આહીં અડગ ધર્મે સદા રહ્યાં છે,
વિહિતવ્રતમાં નિડર થઇને વિપદ્ જેણે ઘણી સહી છે.

થયા છે રામકૃષ્ણાદિ પ્રભુ-અવતાર આ ભૂમાં,
પ્રભુની પ્યારી ભૂમિ છે, સનાતન સત્ય છે એમાં.

દશા દીન થઇ ભલે આજે; છતાં જનની અમારી છે.
ચિરાયુ કીર્તિ હો તેની સદા આશીષ દેશું એ.

---

# દેશ ગીત.

---

હિન્દુ, મુસલમિન, પારસી સૌ હિન્દના પુત્રો અમે !
માતા અમારી એજ એના પ્રેમમાં મનડું રમે !
કરી ઐક્ય સહુ આત્માતણું દીપાવીએ કુલ માતનાં,
તજી સ્વાર્થ, સજી શુભ સંપને હરીએ દુઃખો સહુ જાતનાં.

( ૨ )

હિમ્મત ધરી, આળસ હરી, હુન્નર વધારી દેશના,
ફળ પ્રાપ્તિ માટે પછી અમે ગુણ ગાશું બસ પરમેશના.
ચેતી સમય ઉન્નત થશું ! નિજ વીર્યથી સહુ હિન્દીઓ.
બહાદૂર બની નિજ ધર્મમાં આનંદ કરશું સૌ અમો.

( ૩ )

ભૂલી પરસ્પર દ્વેષ, ઇચ્છ્યાં દેશ અમ ઉદ્ધારશું !
સંતાન સઘળાં હિન્દનાં જય દેશનો ઉચ્ચારશું !
ટાળો તિમિર અજ્ઞાનનું, જ્યોતિ અજબ પ્રકટાવશું !
વળી દેશની પ્રીતિતણું ઝરણું બધે પ્રસરાવશું !

( ૪ )

માતાતણું દુઃખ જોઇ જન જે દેશદાઝ ન કૈં ધરે !
જીભથી વળી કદી 'માતપ્યારી' એમ પણ જે નવ કહે !
ધીક્કાર છે બસ એહને, પશુ તુલ્ય ગણવો માનવી !
પ્રીતિ ન પ્રકટી દેશપર તો વ્યર્થ ઝીંદગી જાણવી ! !

---

## આશ્વાસન.

---

શાને વ્હાલા ! દુઃખિત થઇ તું દીર્ઘ નિશ્વાસ નાંખે !
ભાવી ભુંડું અરર ! ન ફરે ક્લેશથી કોઇ વાતે !
વ્યક્તિના જ્યાં પલટી પળમાં કોટી યત્નો ફરે છે;
ખાળી ત્યાં તું હૃદય કુમળું શોક શાને રે

ઉર્મિ દેખી સુખ–દુઃખ તણી ખલ્કના આ કિનારે,
કંટાળી શું હૃદયતલમાં શોક–સંતાપ ધારે ?
શોભે છે જે મણિમય રવિ નિત્ય મધ્યાહ્ન કાળે,
રે ! તેનીએ પડતી પળમાં થાય કેવી અકાળે ?

વ્હાલા ! કેવો કનક કકડો અગ્નિમાં શુદ્ધ થાય ?
બાળે ઝાઝું ત્યમ કનકનું મૂલ્ય મોંઘું ગણાય !
ઇક્ષુ દંડો અધિક પીલતાં મિષ્ટતા શું તજે છે ?
મોટા આત્મા દુઃખદ સમયે ઉચ્ચતા મેળવે છે.

પ્રાતઃકાળે ઉદય સમયે સૂર્ય રાતો દીસે છે;
ને અસ્તાદ્રિ ગમન કરતાં રૂપ તેવું ધરે છે.
સંપત્તિ ને વિપદમહિં છે સૂર્યનું રૂપ રાતું !
સાધુઓનું જીવન દુઃખથી રે, નહિ ફેરવાતું !

કીર્તિમાં છે અભિરુચિ અને શાસ્ત્રમાં પૂર્ણ પ્રીતિ,
આપત્કાળે ધીરજ ધરવી સાધુની એ સુનીતિ.
જોને વ્હાલા ! અધિક ઘસતાં ચંદને ગંધ મ્હેકે;
પીડા પામે સલિલ પણ શું અગ્નનો પંથ ચૂકે ?

સંકષ્ટોમાં જિવન સરિતા શુદ્ધ વ્હેતી દીસે છે,
સ્હાવું–સ્હેવું શીખવી જનને કાંઇ ઉચ્ચત્વ દે છે.
એરી શ્વાસો સકળ જગના શોક–સંતાપ કારી,
કિન્તુ આપે જરૂર જનને કાંઇ શિક્ષા અનેરી.

અન્તઃશોકે હૃદય કુમળું થાય ને દુઃખ ન્હાસે;
અશ્રુસ્નાને જિગર સઘળું મેલ છોડી પ્રકાશે.
આપત્તિને જરૂર હણુવા આજ મેં જે વિચાર્યું;
વ્હાલા! વ્હાલા! 'ધીરજ ધરવી' એજ છે સૂત્ર સારૂં.

## વેલીનું સ્મરણ.

શીળી કુંજે તરૂ સહ અયિ વલ્લરી! તું સુહાતી,
મીઠું તેને અમિત મધુરૂં પ્રેમ પિયૂષ પાતી;
સ્વર્ગંગાના ઝરણુ સમ એ પ્રીતનું શીત વારી,
સીંચી નિત્યે વિટપ દિલડે તું, સદા મ્હાલતી'તી.

શીળો ઠંડો વ્યજન કરતો વાયુ લ્હેરી પ્રસારી,
વાડીમાં કૈં વિશદ સુરખી રેલતો એ અનેરી.
સ્નેહે તેને વિમળ સુરભી આપીને તું સુહાતી;
વેલી! તારી પ્રણુય ઝરણી કુંજમાં ના સુકાતી.

શાખા ન્હાની વિતત તરૂને ભેટીને હૃષ્ટ થાતી,
કોકિલા કો તુજપર સદા મિષ્ટ સંગીત ગાતી;
વર્ષાકાળે હરિત કુમળાં પત્રથી તું છવાતી,
ને રંગેલાં પ્રણુય-કુસુમો દોહલાં નિત્ય દેતી.

સૌજન્યે તેં વશ સહુ કીધાં શાંતિ આપી અમૂલી,
એવાં ગાઢાં ત્રિવિધ દહનો શાંતિની રેલ રેલી,
તારા એવા વશિકરણશા ગુણનું મિષ્ટ લ્હાણું,
રે ! મૃત્યુથી હૃદયપટમાં હોય શું ભુલવાનું ?

નિર્મ્યું આંહીં મરણ વિધિએ દેહધારી જીવોનું;
રે ! મારે તે જન સકળને આખરે ખાક થાવું.
વ્હેતું વ્હેતું સલિલ નદીનું સિન્ધુ અંકે સમાય,
યાત્રા પુરી ત્યમ થઇ પછી જીંદગી નષ્ટ થાય !

લ્હાવા મીઠા જગત સુખના લેશ ના પૂર્ણ થાતા,
રે ! રે ! ત્યાં તો મરણ રમતું આવતું દુઃખદાતા.
કિન્તુ જેના અવિરત ગુણો મૃત્યુ સાથે ન જાય,
મીઠું તેનું જીવન જગમાં સર્વદા રે ! સુહાય.

ચંદ્રિકાની સુરખ અમૂલી અસ્ત પામે, તથાપિ;
ચક્ષુમાં તે અસર વિરલી લેશ ના નષ્ટ થાતી.
પુષ્પોનું તો નિધન વિધિએ સદ્ય નિર્મ્યું દીસે છે,
કિન્તુ તેનો પરિમલ નહિ અંતરેથી ખસે છે.

આલેખાયું ધનુષ ગગને યદ્યપિ આથમે છે,
રંગો તેના સ્મરણ પટમાં સર્વદા હા, વસે છે।
કોકિલા છો ગિરિકુહરમાં જાય ઉડી લપાતી,
કિન્તુ તેનો કલરવ સ્મૃતિથી ખસે શું કદાપિ !

મૃત્યુ એ તો કુદરત તણા દેવની દિવ્ય જ્યોતી,
સંસારીને વિવશ કરીને સર્વ વ્યાપિ ગણાતી;
આશા, તૃષ્ણા, વિભવ વિરહે જાય ચાલ્યું તણાતું,
કિન્તુ સ્વપ્નું સુખ સમયનું સ્નેહિથી ના ભૂલાતું !

## ગૃહિણીને:—

અયિ દેવી ! કુળ ઉદ્ધારિણી !
પ્રિય, ઓ ! પરમ કલ્યાણિની !
રસ રેલજે !
સખી, ખેલજે !
ગૃહ કુંજમાં મૃદુ ભાષિણી !

ઉર વેણુના સુર સાધીને, સખી ! વાદ્યરવ રેલાવજે !
દેવી દિવ્ય અમિમય પ્રણયરસથી હૃદય મુજ છલકાવજે !
સખી, સદ્ગુણે મનસદન નિશદિન પ્રેમથી અજવાળજે !
રસવાહિની ! વસુધા બધી ગુણસૌરભે મ્હેંકાવજે !

અયિ દેવી ! પ્રિય ઉરમાલિની !
અનુપમ પરમ સુખદાયિની !
હિત વાંચ્છજે !
અમિ સિંચજે !
મુજ અંતરે દુઃખહારિણી ! !

# સંપ.



અરરર ! બહુ કુસંપે કેર કાળો કર્યો છે !
સદન સદન દેખો કલેશ કેવો ઠર્યો છે !
અવચય નહિ જ્યાં કૈં સંપનો થાય સારો,
જરૂર જગતમાં ત્યાં કષ્ટનો છે વધારો.

(૨)

વિષમય બીજ વાવી કોણ પીયૂષ પામે ?
કલહ કરી કહો હા ! કષ્ટને કોણ વામે ?
ત્વરિત ગતિ કરીને સંપ સે'જે વધારો.
અતુલ સુખ થશે ને આવશે દુઃખ આરો.

(૩)

તરૂવર વનમાં જો એકલું તો ન સારૂં,
પૃથક્ અલગ થાતાં કષ્ટ એ પામનારૂં.
જરૂર તુટી જશે હા ! એક દોરો કુસંપે,
પણ પ્રબળ થએલું દોરડું કેમ તૂટે ?

(૪)

બહુ રજપુત રાજ્યો કલેશથી નાશ પામ્યાં;
વળી મુસલમાનોનાં રાજ્ય ક્યાં સ્થિર જામ્યાં ?
પ્રતિદિન સુખ પામે સંપનો દોર જ્યાં છે,
જય જય જગમાં જો આજ અંગ્રેજનો છે.

(૫)

કુળ અતિ ક્ષય પામ્યાં કલેશથી એમ જાણો,
પતન તણી સદાએ સાક્ષી આપે પુરાણો;
સ્વજન સહ કુસંપે ભાઇ, જો સર્વ રહેશો,
જરૂર જગતમાં સૌ દુઃખ–દારિદ્ર સ્હેશો.

(૬)

વિબુધ ! વધુ કહું શું ! સુખ, શાંતિ ચહો જો,
અવર નહિ ઉપાયો ઉન્નતિના અહીં કો;
ચિર સમયતણા સૌ સંપથી કલેશ જાશે,
સદન સદન નિત્યે મિષ્ટ આનંદ થાશે.

---

## તકસિર.

---

ઉપડે કદમ ના એક બસ અતિ આકરી અહીંની મઝલ !
તનહા પડયો બેહોશ હું રબ ! રાહબર તું છે અસલ !

સુણ એક મુજ તકસીર તું,
ગમખ્વાર ને ગાફિલ છું,
અહીં ઝખ્મથી બિસ્મિલ છું,
કર દૂર સહુ જૂલ્મી દખલ !

નાદાન નર જાહિલ છું,
ગુમરાહ ને ગુમદિલ છું;

બેઝારને ફાઝિલ શું ?
અધવચ થશે બેશક અજલ !

તુજ દ્વારમાં માયિલ બહુ,
થાતા દીસે શામિલ સહુ,
ક્યમ નાથ, રદ બાતિલ હું ?
કર તાત, કરૂણાળુ, ફઝલ !

દ્વારે ન જો દાખિલ હું,
તુજ ધ્યાનની તહસિલ શું !
ક્યમ આવડો કાતિલ તું ?
ના ખુદ બખુદ કરવી કતલ !

કર જો ન શમ આમિલ તું,
ખુદમસ્તને હાસિલ શું ?
કંઇ મહેર કર આકિલ તું
પ્રભુ લક્ષમાં લે આ ગઝલ !

## પરમ પિતાને—

અનેક ભવનાં પ્રભો ! વિષમ પાપ તું કાપજે;
સદૈવ શિશુને વિભો ! વિશદ બુદ્ધિ તું આપજે.
મલિન મનના સદા કઠિન કલેશ તું ટાળજે;
અનંત મુજ પાપ ડંખ તુજ મ્હેરથી બાળજે.

હજાર મમ દોષના વિભુ ! માફ તું આપજે;
વિદગ્ધ દિલમાં પિતા, પરમ શાંતિ તું સ્થાપજે;
વિવેકહત હું સદા વિપયચારી ને મૂર્ખ છું,
દયાળુ દીનનો ધણી સગુણ સર્વનો પ્રભુ તું.

વિદારી વસમી મહા મનદશા પ્રભો ! હાથ લે,
પ્રસાદી કરુણાનિધિ ! અધમ બાળને નાથ, દે;
અનેક ભવબંધનો પલમહીં કરી નાશ તું,
નિહાળ નિજ દાસને ફરી ફરી કહું નાથ, હું.

---

## ભામતી.

---

વિપ્ર વાચસ્પતિમિશ્ર વેદ–શાસ્ત્રવિશારદ,
સ્પર્શે જેને જરાએ ના કામ, ક્રોધ મહામદ.

ટીકા રૂડી શંકરભાષ્યની લખે,
કદી ન નિવૃત્તિ જરાય એ લહે;
રુચે નહિ લેખનકામ છોડવું,
ગમે સુશાસ્ત્રે દિલ રોજ જોડવું.

વેદાન્તના મનનમાં દિન–રાત વીતે,
સંસારના વિષય કો વળગે ન ચિત્તે;
એ મમતા ધરી કરે નિજકાર્ય ભાવે,
જેને કદી ન વચમાં કંઇ વિઘ્ન આવે.

પત્ની પુણ્યવતી રૂડી, ભામતી નામની સતી,
પતિના સુખ–દુઃખે કૈં સહચારિણી એ હતી.

સ્વામીના વ્યવસાયમાં સતી સદા તદ્રુપ થાતી હતી,
શુશ્રૂષા કરવા પ્રિયા રજનીમાં એકી ટશે જાગતી;
નિદ્રા હોય શું સ્નેહિને નયનમાં સેવા સમે સ્નેહિની ?
કે શું હોય સુખાર્થિની પ્રણયિની–સદ્ધર્મસંચારિણી ?

પતિ રાતે લખે ત્યારે જાગતી ભામતી સતી,
દીપાદિની વ્યવસ્થાથી અનુકુળ થતી હતી.

ગયા દિનો એમ કંઇક વીતી,
ન ઓછી થાતી સતીની સુપ્રીતિ;
સદાય સેવા–રસમાં અખંડ,
વસે સતી ભામતી ધન્ય ! ધન્ય ! !
રહે પતિશું સહધર્મચારે,
નવો નવો ભાવ સદા વધારે;
અપૂર્વ એ ભામિની ધૈર્ય રાખે,
ન વાસનાનો કદી શબ્દ ભાખે !
પ્રિયા પ્રમુગ્ધા પણ મિત્ર ભાવે,
રહે સદા ક્લેશ ન લેશ લાવે;
ગયું બધું યૌવન એમ ચાલી !
આછી બની હાય ! કપોલલાલી !

એક દી સહસા રાતે, નિદ્રામાં એ પડી ગઇ
નિસાસા ઉરના જોઇ, સ્વામીને પ્રતીતિ થઇ.

" શ્રી શ્રદ્ધા ! અહ, પ્રેમ શો ! ફરજ હું જાણી શક્યો ના જરી !
" શ્રી–સૌન્દર્ય વૃથા ગયું ! અહહ હા ! એ ભૂલ ભારે થઇ !
" જાણ્યું ના અબળાતણું હૃદય મેં ગંભીર આવું હશે !
" વેલી શુષ્ક બની હવે ક્યમ કરી એ પલ્લવિતા થશે ?

વિચારે જ્યાં પતિ આવું, આંખ ત્યાં ઉઘડી ગઇ,
ઝબકી સહસા જાગી, નિર્નિમેષ પછી રહી.
વદે ત્યત્ર " પ્રિયા મારી મધુરી શીલધારિણી !
" તરીને તારતી નક્કી, નારી સદ્ધર્મશાલિની !

" આશા ભગ્નાશ થાતાં કદી નહિ જરી તેં ચિત્ત ક્ષોભિત કીધું,
" સેવા ધર્મે સદા તેં રત રહી સખીરી, આત્મનું દાન દીધું;
" કંપે તારાં સુગાત્રો હૃદયજ્વર થકી એહ મેં આજ જાણ્યું;
" કાન્તા, ભૂલ્યો ખરે, હું તુજ દિલ કદી ના લેશ મેં હા ! પિછાણ્યું.

" ક્ષમા વ્હાલી ! ક્ષમા વ્હાલી ! શાસ્ત્રાભ્યાસે રહી રતિ,
" સંવેદન થયું આજે ધન્ય ! તું દેવી ભામતી !

" આ શું ? નાથ ! ક્ષમા ચહો ! ઘટિત ના, હું આપની કિંકરી,
" મારા ધર્મ સિવાય મેં અધિક શું કર્તવ્ય કીધું જરી ?
" સંસારે સુખરૂપ છે રમણીને સેવા—નિમગ્ના થવું,
" ન્હાવું–રહેવું અને પતિ ચરણમાં અંતે વિરામી જવું.

વદીને વચનો એવાં, સતી શાન્ત ઉભી રહી,
પતિએ કંઇ વિચારીને વાણી ગંભીર ત્યાં કહી.
" પ્રિયા ધર્મરતા તેથી આવી પુણ્યવતી મતિ !
" પરંતુ આ ટીકા સાથે, જોડું હું નામ ભામતી.

ત્યારથી ભામતી નામે વિખ્યાતા એ ટીકા થઇ,
પત્નીની શુદ્ધ સેવાનું મીઠું સ્મારક એ બની.

## સન્નારી સ્મરણ.

( ૧ )

માતા ! પુરાણ ભૂમિ ભારત ! તું પવિત્ર !
હું શાં કથું તુજ તનુજતણાં ચરિત્ર !
ક્યાં એ ગઇ પુનિત પુત્રી સહુય તારી !
જેણે જગે તુજપ્રભા અતિશે વધારી !

( ૨ )

બ્રહ્મત્વનું પરમ તત્ત્વ ગ્રહ્યું સુરીતે,
ને યાજ્ઞવલ્ક્ય ઋષિને થકવ્યા વિવાદે;
જેણે કર્યું જીવન સાર્થક અત્ર આવી,
ક્યાં ગાર્ગી એ ગઇ પ્રશસ્તિ તને અપાવી !

( ૩ )

હાર્યા વિવાદમહિં શંકરસ્વામી જેથી,
નારી વિદુષી નથી કો થઇ અન્ય એથી;
પ્રત્યક્ષ આ જગતમાં હતી ભારતી જે,
ક્યાં દેવી હાય, ગઇ આજ સરસ્વતી એ !

( ૪ )

અન્યાયથી ઇતરના વચને વળુંધી,
નાથે સગર્ભ સહસા વનવાટ દીધી;
તોયે ધરી નહિ દિલે પતિભક્તિ કાચી,
ક્યાં એ સીતા ગઇ ? સતી હતી અત્ર સાચી !

( ૫ )

સ્વામીતણા વચનકાજ ન જે વિરામી,
દાસત્વ હાય, પરનું કરી દુઃખ પામી !
કિન્તુ નહિ સત તજ્યુ હરિચંદ્રદારા,
ક્યાં એ ગઇ પરમ ભાગ્યવતી સુ-તારા ?

( ૬ )

ઝૂલાવતાં તનુજને શુભ જ્ઞાન આપ્યું,
**શુદ્ધોઽસિ** કહી તિમિર અંતરમાંથી કાપ્યું !
રાખી રહેતી પરબ્રહ્મની લાલસા જે,
રે ! ક્યાં ગઇ જનની આજ **મહાલસા** એ ?

( ૭ )

સ્વામી સહિત વનનાં દુઃખ સૌ સહીને,
સંતોષથી સમયને સમજી રહીને;
કોપી કદી ન ઉર ખેદ જરાય ધારી,
ક્યાં **દ્રૌપદી** ગઇ અહીં યશ એ વધારી ? !

( ૮ )

ખોઇ અરે, દ્યુત રમી સઘળી સમૃદ્ધિ !
ને ત્યાગતા નિજ સતી ન સૂઝી સુબુદ્ધિ !

એવા નળે આપક દુઃખ દીધું; છતાં હા !
લીધો અભાવ ન વિદર્ભસુતા ગઈ ક્યાં !

( ૯ )

સ્વામી તણી કૃતિ હતી અતિશે અનિષ્ટ,
તોયે ચહ્યું સતત અંતરથી અભિષ્ટ;
રાખ્યું સતીત્વ પરમેશ પતિ ગણીને,
મંદોદરી સતી શિરોમણિ ક્યાં ગઈ એ ?

( ૧૦ )

સ્વામી તણા જીવનને યમથી બચાવ્યું,
ભાગ્યે લખેલ વિધિલેખન ફેરવાવ્યું;
સંસારમાં સતી-પ્રભાવની છાપ છાપી,
સાવિત્રી ક્યાં ગઈ અહીં યશ ખૂબ રાખી ?

( ૧૧ )

અંધત્વ જોઈ ઋષિનું અતિ દુઃખકારી,
સેવા કરી સરસ ભાવ ઉરે વધારી;
ધાર્યા પતિ; પૂજનથીજ ગણાઈ ધન્યા,
ક્યાં એ ગઈ પરમ શીલવતી સુકન્યા ?

( ૧૨ )

રાણે દીધાં દુઃખ અપાર છતાં ડરી ના,
કાવ્યે ગુંથ્યા ગુણ વળી સઘળા હરિના;
ભાવે વરી હતી ગિરિધરલાલને જે,
રે, ક્યાં ગઈ પરમ ભાગ્યવતી મીરાં એ !

( ૧૩ )

યુદ્ધે પડયો નિજ પતિ, પણ ધૈર્ય રાખ્યું;
બે પુત્રનાં શિર ગયાં ! દુઃખ એહ સાંખ્યું ! !
અંન્તે બળી ગઇ ડરી સિદ્ધરાજથી હા !
અસ્તિત્વ આજ અહીં રાણકદેવીનું ક્યાં ?

( ૧૪ )

શાં શાં કરૂં સ્મરણ ભારત માત ! હાવાં,
ચારિત્ર સર્વ યશ-અંકિત છે જ આવાં,
કિન્તુ થયો વિધિવડેજ પ્રભાવ હીન !
તેથી જણાય જનની ! તુજ રૂપ દીન ! !

---

## પપૈયુની ધુનમાં.

---

પ્રાણ કર્યા કુરબાન !
સખી, મેં તો પ્રાણ કર્યા કુરબાન !
એ મુજ જીવન-લ્હાણ !
સખી મે તો પ્રાણ કર્યા કુરબાન !

( ૨ )

એ મનમોહન હું રસ રાધા;
સ્નેહ વિષે મસ્તાન !
પ્રેમ-મુરલીએ લીન થઇ છું,
એ મુજ સુખની ખાણ ! —સખી.

( ૩ )

જગદ્દરીયે એ અજબ સુકાની !
પિયુ હાથે મુજ પ્રાણ !
હું કળી ફૂલની એ અલિ ભોગી !
નિશદિન ધરૂં પિયુ ધ્યાન ! —સખી.

( ૪ )

પિયુવિરહે હૈં ઘડી નવ ગમતું,
એ મુજ જીવન જાણ.
તન–મન સોંપ્યાં નાથ–ચરણમાં,
ભૂલી ગઇ નિજ ભાન ! —સખી.

---

## કાળબળ.

( ૧ )

સર્વ સ્થાન સહી અનેક દુઃખ ને સંતોષ માટે ફર્યો,
વસ્તુ મેળવવા અતિપ્રિય સદા મેં યત્ન ભારે કર્યો;
કિન્તુ સર્વ ક્રિડામિષે પલકમાં આપી જરા હા ! હર્યું;
એવા કાળ ! જરા રહિત તુજને રે, રે, નમું હું નમું !

( ૨ )

સેવીને રસ યત્નથી વળી સદા પથ્યે રહે વૈદ્ય જે,
આયુર્વેદ ભણેલ હોય તદપિ રોગી થઇ તે મરે !
લીલાથી ત્રણ લોકનો કરી જતો રે ! કોળીઓ કાળ, તું,
યત્નો વ્યર્થ બનાવતો ! તુજ પદે હું આજ વંદું–નમું !!

---

२३

# એકરાર !

---

કર વાંકનો એકરાર પણ પ્રભુ, શબ્દ કૈં જડતા નથી !
લીધી કલમ કર તોય અરર ! અક્ષરો પડતા નથી !

બહુ નીચ ને નાદાન છું,
વળી મૂર્ખ–ગુન્હેગાર છું,
અક્કલ હીણો શયતાન છું–
તુજ નામ કદી જપતો નથી !

તેં ગર્ભમાં રક્ષણ કીધું,
વળી જન્મ આપી જે દીધું,
ઉપયોગમાં અવળું લીધું,
પ્રભુ, શાંત હું બનતો નથી !

દિલમાં પડયા ઘા આકરા,
મરહમ મળ્યો ના કૈં જરા,
રખડયો બધી બસ આધરા,
પણ ક્લેશ કૈં શમતો નથી !

મારા ગુન્હા કહું કેટલા ?
લખતાં લખાય ન એટલા !
ટાળું પ્રભો, કયમ આબલા ?
રસ્તો મને સૂઝતો નથી !

ઇન્સાફ શું માગું અરે !
છૂ એક ના મારો ખરે !
જે દર્દ દિલનું સૌ હરે—
એ ધ્યાન તુજ ધરતો નથી !

એકરાર શું કરૂં વાકનો ?
પત્તો ન લાગે લાખનો !
અપરાધ બહુ મુજ રાંકનો—
કર માફ વધુ વદતો નથી !

## સ્વભાવ વૈચિત્ર્ય.

કદી નેવનાં જળ મોભપર ચડતાં ન દીઠાં દૃષ્ટિએ !
પત્થર કદી પીગળે નહિ પરજન્યની અતિ વૃષ્ટિએ !
મધ મિષ્ટ સીંચો મૂળમાં પણ લીમડો કડવો રહે.
' ટળે પ્રાણ સાથે પ્રકૃતિ' બસ, એમ સજ્જન સૌ કહે.

શુકસમ ગણી અતિ હેતથી કદી કાગ પૂરો પાંજરે;
પણ માંસ દેખી દુષ્ટ એ રસના ન વશ રાખી શકે !
અતિ ભાવતાં ભોજન જમાડો ભુંડને કદી સ્નેહથી,
પણ જોઇ વિષ્ટા ત્વરિત પગલે જાય છે ત્યાં નેહથી !

દૂધથી ધુઓ પણ કોયલો નિજ સ્યામતા તજતો નથી,
અમિપાન કરી અહિ વિષ તજી હ્રદયે સુધા ભરતો નથી;

અત્તર વિષે પણ રે, પલાંડુ ગંધ નિજ રાખી રહે,
મણુ વાપરો સાબુ તથાપિ શ્વેતતા ગળી નવ લહે.

કુસુમિત જળે મળમૂત્રનો સંપર્ક શું છાનો રહે ?
હય સાથ ગદભ બાંધીએ પણ ખાકનું લેપન ચહે;
ગિરિપર ભલે વાયસ વસે નવ હંસની ઉપમા લહે,
જન પિશુન આ જગમાં સદા સજ્જનતણા દિલને દહે.

કસ્તુરી સહ રહે હાંગ પણ નિજ પ્રકૃતિ નહિ છોડશે,
અતિ વેગવાળું પૂર જળનું બંધને પણ તોડશે;
શ્રમથી ભણે વિદ્યા ભલે સૌજન્ય વળી પામે મથી,
બળી જાય પણ વળ સીંદરી સમ પ્રકૃતિ ફરતી નથી !

---

# પ્રભુને પેગામ.

---

ફિરસ્તા ! મુસ્તફા ! આકિલ, લફ્ઝ બે સાંભળી લેજો !
" ઠગાયો છું: ફસાયો છું " પ્રભુને એટલું કહેજો !

વળી કહેજો " અખીરશાની બધી તૈયારી કીધી છે,
" જીસમમાં દમ નથી ખાલેક ! તબીબી ત્યાગી દીધી છે!

" કને મુસ્રીક નથી કોઇ અરે, અફસોસ ! હું બેહોશ !
" હકીમ, કાદિર, નઝર કરવી તને લાઝિમ સબે, દિલકશ !

" અહીં અંજુમને મારે વિના હકની વતનદારી,
" ખુદા, ન્યામત કરી હરદમ, શરણુ રાખો હરૂં યારી.

" બન્યો હું બાપ ! આજારી, નથી કૌવત ! રહમ કર તું !
" મરૂં બેમોત રે ! મુર્શિદ ! ચહું તારાં દિદારો હું !

" નમાલી નોકરી મારી, ન દૌલત કે ઝમીંદારી !
" જીગર ભડકે બળે ભારી, મગર કોની નહિ યારી !

" દગાખોરી બધે દેખું, વફાદારી નહિ પેખું !
" ફરેબીમાં ફસાયો છું, મિલાવટ માલ ના પરખું.

" મુસાફરી વ્યર્થ મેં ગાળી, નફામાં મોતનું લ્હાણું,
" ગરિબપરવર ! સિલકમાં છે, ખરાબીનું ખરૂં નાણું.

" પ્રભો ! દિલકશ ! દિવાનાને કહે કયમ દાદ ના દે તું !
" ગુનાહ કર દરગુઝર મારા, ભલે ભૂલો પડયો હું હુ

" અરે કાસદ વળી કહેજે. ફના થાવું મને લાઝીમ !
" પરસ્તીની હવે પ્યારા, પ્રભો, તું આપજે તાલિમ !

---

## ભાવિ.

---

( ૧ )

બ્રહ્માંડે વિધિને કર્યા સતત હા ! કુંભાર જેણે સદા !
વિષ્ણુને અવતારના દુઃખ વિષે જેણે પ્રયોજ્યા અહા.
શંભુને વળી ખોપરી લઇ સદા જેણે કર્યું યાચવું !
ભાનુનેય ભમાવતું ગગનમાં એ કર્મને હું નમું ! !

( ૨ )

માથે ટાલ પડેલ ને રાવતણા તાપે તપેલો અતિ,
છાયાની કરી લાલસા જન ગયો જ્યાં તાડ છાયા હતી;
તાડેછું પડયું તાડથી તરત ત્યાં રે ! શિર્ષ ફૂટી ગયું !
જ્યાં જ્યાં જાય અભાગી ત્યાં દુ:ખ સહુ સંગી બને એહનું

( ૩ )

અબ્ધિ વાડવ બીકથી તજી, વસ્યો શંભુશીરે ચંદ્રમા,
ત્યાં તો વાસુકી નાગના વિષતણી જ્વાળા અતિ દુ:ખદા,
તેથી સ્વગ વિષે વસ્યો ! પણ તહીં રાહુ પીડે સર્વદા,
જ્યાં જ્યાં જાય અભાગી ત્યાં દુ:ખ સહુ રે, જાય સાથે સદા.

( ૪ )

શું છે દોષ વસંતનો નવ ઉગે પત્રો કદી કેરડે ?
શું છે દોષ રવિતણો ઘુવડ ના દેખે કદી દિવસે ?
શું છે દોષ સુવૃષ્ટિનો નવપડે ધારા બપૈયા મુખે ?
જે પૂર્વે વિધિએ લખ્યું નસીબમાં તે કોણ રે, ફેરવે !

## ' કલાપી ' ને–

નમું મુર્શિદ, બિરાદર ઓ ! નમું સુર ! સ્નેહના સ્વામી
નમું ઓ ઇશ્કના બંદા ! નમું સાધુ, અજબ યોગી !
કલાપી ! ઑલીઆ અવધૂત ! મીઠી કેકા ટહુકીને;
વહાવી તેં અજબ ધારા, ' ફકિરી હાલ ' વેઠીને.

અનલહકનો કરી દાવો ભણાવી ઇશ્કની પોથી;
સહન કરવું શીખાવ્યું તેં, ગમીની અંજલિ પીધી.

સખે ! જોગી ! શ્મશાનોમાં લગાવી ખાક તું ઘુમ્યો;
જહાંના ઝખ્મીને મરહમ પ્રણયનો તેં અજબ દીધો.

ધરી કફની ફકીરી તેં લીધી ઉસ્તાદ ઓ સાધુ !
મુસાફીર ઇશ્કના તારૂં ' જહાં ખારૂં થઇ ચૂક્યું ' !

મીરાં, મજનુ અને લયલા, શીરીં, ફરહાદને મન્સુર;
સહુની રાહદારી તેં લીધી વ્હાલા, વિયોગી સુર !

શરાબો પી, પીવાડયા તેં રીસા મોંઘા અરે, સાકી !
સીના ચીરી શીખાવ્યું કૈં અજબ જાદુ સખે ખાકી !

પ્રણયવેદી વિષે પ્રેમી ! જીગરની આહુતી આપી:
શરાબોમાં મઝા માની, ખુદાની ખોળ તેં કીધી.

સદા પ્રીતિ જગતની તેં અરે, બુલબુલ, જૂઠી જાણી;
ગુલોના ખારમાં ખાકી ! અજબ ખુશઓ સદા માની.

જહાંની તેં હણી પરવા, બિમારી ઇશ્કની લીધી.
વળી દરકશ ! ખુવારીમાં ખુમારીની મઝા લીધી.

સહી ઝહેમત કરી યારી, ભરી રહેમત દિલે ભારી,
' ખૂની ઉત્સવ ' જગાવ્યા તેં સખે ! શીખવી વફાદારી.

સખે ! મગરૂર મસ્તાના ! અજબ મસ્તી વધારીને,
બતાવ્યો ' રાહ ન્યારો ' તેં ગઝલ મીઠી ઉચ્ચારીને.

ફિતુરી તેં હણી વ્હાલા ! વહાવી આંસુની ધારા;
ફકીરીમાં અમીરી તેં ગણી મુર્શિદ સદા મારા.

સખે ! સ્નેહિ, વિકટ પંથે, નિડર થઇ ભેખ તેં લીધો;
કબર પર ગુલ ચડાવાનો અનલ મહબૂબ તેં દીધો.

અહીં ઇશ્કે રીબાવાનું, સનમ ઝુલ્ફે ખુપાવાનું;
જિગર દર્દે પીડાવાનું, ગુરો ! શીખવ્યું ચહાવાનું.

ખૂબી માની ઝખમ ખાઇ, પીધું તેં મોતનું પ્યાલું;
સુફી, બાપુ ! શીખાવ્યું એ હતું જે જે તને આલું.

ફિરસ્તા ! ઇશ્કના તારી, ખુદાના વસ્લમાં યારી;
મુબારક એ મઝેદારી ! મૃદુલ કેકા મને પ્યારી.

અહીં ગુજરાત ગુલઝારે કલામો તેં ઉચારી જે;
અમીઝરણાં હૃદયપટને કલાપી ! આજ રેલે છે.

---

## ત્યાગ.

---

“ ધન્ય ! ક્ષણ અમુલી છે, તજી સૌ વનમાં પળું;
“ પ્રકૃતિ પ્રેરતી આજે, તો હું કેમ હવે ચળું ?
“ ડૂબેલા જનને તારૂં, ધરીને વ્રત આકરૂં;
“ તીવ્ર ત્યાગ સ્વીકારીને સુખ સૌ અળગું કરૂં.

જગત સર્વ પડયું ઘન નિંદરે,
તિમિર ગાઢ કંઈ નભમાં તરે;
ઉલુકના સ્વરથી ભય પામતી,
પરભ્રતા તરૂમાંહી છુપી જતી.

રજની વ્યાપિ રહી સહુ સ્થાનમાં,
પ્રસરી શાંતિ વળી સહુ ધામમાં;
પણ નહિ સુખ સિદ્ધ અનુભવે,
હૃદયતાપ થકી વળી કૈં લવે.

" દુઃખિત જગ ઉદ્ધારવું,
        તજવો દુસ્ત્યજ સંગ !
સત્યાન્વેષણ કાજ હા !
        ધરવો અચળ ઉમંગ ! !

વદે છે જ્યાં આવું સુદૃઢ બની સિદ્ધાર્થ મનમાં,
ફુટયો ત્યાં કંપારો નિજ દયિતના સુમ તનમાં;
વિલોકી એ ઉભો વિવિધ કૈં ભાવો અનુભવી,
અને ત્યાં તો મીઠું રમણી લવી અવ્યક્ત સ્વરથી.
" પિયુ ! વ્હાલા ! પિયુ ! વ્હાલા જશો ના મુજને તજી ! '
ડુમો હૈયે ભરાવાથી, બીજું બોલી શકી નહિં.

હતું હૈયું એનું અધિક અનુતાપે ધબકતું,
અને સ્વપ્ના કેરા દુઃખદ પરિતાપે થડકતું;
હતાં વ્હેતાં અશ્રુ સતત ગતિ ધારી નયનથી,
ઉઠી ત્યાં ઓચિંતી વિકળ બની રાણી શયનથી.

પ્રિયાને દુઃખમાં જોઇ, વાણી સિદ્ધાર્થ ત્યાં વદેઃ–
" શાંત થા! શાંત થા! વ્હાલી! શું છે દુઃખ તને કહે."

બોલી રાણી યશોધરા "પ્રભુ! મને સ્વપ્નું બૂરૂં લાધીયું,
કે જાણે અમને તજી વન જતાં ના આપને કૈં થયું!
વ્હાલા! મેં વિનતિ કરી ઘણી ઘણી કિન્તુ ન પાછા વળ્યા,
સ્વપ્નાનો પ્રભુ! સાર શું સમજવો? મેં તર્ક ભારી કર્યા.

કહે સિદ્ધાર્થ " ઓ વ્હાલી! મિથ્યા છે ભ્રમણા બધી,
ચિંતા સર્વ તજીને તું સ્વસ્થ થા મધુરી સખી!
" વ્હાલી! પ્રાણ! યશોધરા, તજી તને ના દૂર થાઉં અરે,
" શાને વ્યર્થ વિષાદ આ ઉર ધરી નિઃશ્વાસ નાખ્યા કરે?
" શાન્તિ ધારી પ્રિયા, સદા હૃદયમાં આનંદ રાખી રહે.
" ને તું સ્વસ્થ થઇ હવે શયનમાં જા વ્હાલી! નિદ્રા લહે.

પતિના સમજાવ્યાથી, ભોળી વામા સુઇ ગઇ,
સ્વપ્નાનું દુઃખ ભૂલીને નિદ્રામાં એ પડી ગઇ.
સુતી છે શય્યામાં પ્રણયી મૃદુહાસે મલકતી,
પ્રભાબીના ભાવે વદનપર કાન્તિ સુહવતી;
અમોલા સૌન્દર્યે ત્રિભુવ–ઉરને એ ડગવતી,
મહાત્માને હૈયે ચલિત કંઇ ભાવો પ્રભવતી.
વિલાસી અંગથી રામા, પતિને બાંધતી હતી;
પ્રીતીના પૂરમાં એના ઉરને ખેંચતી હતી.

ત્યાગ ને મોહની વચ્ચે તપસ્વી તપતો હતો,
સહસા શબ્દ કો ઉંડો અંતરીક્ષથી આવતો.

મોહની મદિરા છોડી, શોધ નિર્વાણ શાન્તિને,
બુદ્ધ થા ! બોધકર્તા થા ! તજી દે સર્વ ભ્રાંતિને.

આદેશ એ અનુપ સાંભળી બુદ્ધ ચેત્યો,
ને એક આત્મબળથી વીર એજ છૂટ્યો;
અજ્ઞાનબંધ હણી એ હૃદયેસરંતા,
ધાર્યા પછી અટલ ભાવ નવા સ્ફુરંતા.

દેખું છું હું જગત સઘળું પાપ માંહી રમંતું,
ન્હાના કલેશે દુઃખાત થઇને આધિ ઉપાધી રહેતું;
વીતાડે છે પશુસમ સહુ ઝિંદગી માનવીઓ,
ને અજ્ઞાને અધમ થઇ સૌ આદરે દુષ્કૃતિઓ.

શોધીને સત્ય હું આપું, કાપું સૌ પરિતાપ આ;
નિશ્ચય એ કરી ઉઠ્યો; મહાત્મા ઝટ વાર ત્યાં,

મોહની વૃત્તિને વીરે સહસા ત્યાં તજી દીધી;
પછી આત્મબળે એણે વૃત્તિ પુણ્યવતી કીધી.

અન્તઃક્ષોભ શમાવીને છૂટ્યો એ ભુજપાશથી,
ડગ્યો ના વીર એ કાંઇ પત્નિનાય નિસાસથી !

ચાલ્યો ચાલ્યો દૃઢ થઇ ખરે સત્ય એ ત્યાગધારી !
વૃત્તિ એણે ત્વરિત સઘળી મોહઘેલી નિવારી !
છોડી દીધું જગત સઘળું ! સત્યપથે પડ્યો એ !
માપે ક્યાંથી મનુજ જગમાં યોગ પ્રારબ્ધના જે ?

# દંપતી પ્રબોધ.

(૧)

સુબુદ્ધિ રાખી દંપતી ! વીચારી વેણુ બોલજો,
કુપાત્ર સંગ ત્યાગીને સદૈવ સત્ય ખોળજો;
દયા, ક્ષમા, ઉરે ધરી અનીતિને વિદારજો,
સદા સ્વહિત વિશ્વમાં સુરીતથી વિચારજો.

(૨)

ડરી કુકર્મથી તમે સ્વધર્મ સાર શોધજો,
અબુધ લોકને સદા સ્વજ્ઞાનથી પ્રબોધજો;
કુટીલ કામ ક્રોધ લોભ મોહ સર્વ ત્યાગજો,
ઉદારતાથી દીનનાં સદૈવ દુઃખ કાપજો.

(૩)

ઉખેડી વ્હેમનાં મુળા સુધારણા પ્રસારજો,
શમાવી ગર્વ, માન ને કુસંપ સૌ વિદારજો;
અભેદ પ્રેમમાં ધરી ઉપાધિ અન્ય ટાળજો,
અહંપણું તજી તમે સદૈવ શાંત રાખજો.

(૪)

વિવેકથી અસાર સાર શોધી સભ્યતા સજો,
જરૂર ઐક્ય સાધીને કુચાલ સર્વદા તજો;
ચલિત ચિત્તનો નિરોધ શાસ્ત્રજ્ઞાનથી સજો,
વિશુદ્ધ ભાવથી સદા સુખી થવા પ્રભુ ભજો.

(૫)

ગૃહે સલાહ સંપથી અનેરી શાંતિ સ્થાપજો,
શ્રૂતિ સ્મૃતિ તણું સુજ્ઞાન પામી, કષ્ટ વામજો;
સમસ્ત વિશ્વ બન્ધુભાવથી સદા નિહાળજો,
શુચિ થઇ સ્વધર્મ સર્વ દંપતિ ! નિભાવજો.

## પત્ની.

નિત્ય નવી જેને દિલ સ્ફૂર્તિ,
પ્રેમતણી જે ચિન્મય મૂર્ત,
કુળ એની પ્રસરાવે કીર્તિ,
પત્નિ એજ ખરી !

નિર્મળ અંતર નિત્ય વિરક્તિ,
સુખ દુઃખમાં પણ સાથ વસંતી,
પતિને પૂજે જે કુળવંતી,
પત્ની એજ ખરી !

(૨)

દુઃખમાં પણ રંજન કરી રાચે,
પ્રભુ પાસે પતિનું શુભ યાચે,
સુખ સમજે જગનું જે સાચે,
પત્ની એજ ખરી !

તરીને વળી જગથી જે તારે,
ભાવ નવો પતિપર જે ધારે,
નિષ્પાપી થઇ કુળ ઉદ્ધારે,
પત્ની એજ ખરી !

---

## રાખડી.

---

પ્રભુ, સાંભળો મુજ દિલની કહું એક છાની વાતડી;
ખુલ્લી કરૂં બસ આજ મારી નાથ, બળતી છાતડી.

વ્હાલાં બધાં વૈરી કર્યાં,
સહુનાં હૃદય ઝેરે ભર્યાં,
સુખ સ્વપ્નનાં પણ હા, હર્યાં,
દુઃખમાં વીતાડું રાતડી.

બિસ્તર કર્યું મેં ખાકપર,
ગર્દન કપાવી નામવર,
પણ ના કરી તેં કૈં નઝર,
તોફાનમાં હોડી ચડી.

ઇતબાર છે પ્રભુ તુજ ઊપર,
ઘાયલ બન્યો તારા વગર,
ખફગી ન વ્હાલા લેશ ધર,
આંસુ ભરે મુજ આંખડી.

બધીએ બલા અળગી કરી,
વિકસાવ મુજ દિલની કળી,
આખિર થઇ હરદમ હરી,
બસ બાંધ મુજ કર રાખડી.

---

## પ્રભુનો રાહ.

---

પ્રભુ ! એક તુ આધાર, બીજું કોઇ અહીં મારૂં નહિ !
ઇતબાર બસ તારી ઉપર જગથી જરી હારૂં નહિ !

રૂહ રિન્દ છે તુજ પ્રેમમાં,
પ્રતીતિ સદા તુજ રહેમમાં,
વહેમાઉં જો જગ વહેમમાં
લાઝીમ મને જરીએ નહિ !

મેં આદરી મોટી મઝલ,
ઓ માર્ગમાં નડતી દખલ,
કદી રાહમાં આવે અજલ,
પણ તોય હું વિરમું નહિ !

શિર પર પડે દુઃખ સૌ ભલે,
પણ જિગર તુજ રાહે પળે,
સંકટ શકટથી ના ચળે,
ચાલ્યા પછી પરવા નહિ !

ટુંકાં કદમઃ ટુંકી નઝર,
પણ તોય કરવી આ સફર,
દિલ છે સદાનું તરબતર
જગ રંજથી અટકું નહિ !

આ સંસ્રુતિમાં નામવર,
બસ એક તું મુજ રાહબર !
મિસ્કીન પર પ્રભુ, મ્હેર કર !
ભૂલો પડી ભટકું નહિ !

તાલીબ મુસાફિર હું પ્રભો !
શાગીર્દ થા તું એ વિભો !
તુજ રાહમાં હું તો ઉભો—
બીજું કશું સમજું નહિ !

## પાદપૂર્તિ.

ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિઃશ્વાસ ઉંડા મૂકી.

( ૧ )

ચિત્તે કૌરવકૂળ નાશ કરવા ઉત્સાહ જેને ઘણો;
એવો આ અભિમન્યુ આજ જપતો શું મંત્ર 'કાકા' તણો !
કોઠો છેવટનો ઘણો કઠિન છે, એ ખેદ વ્યાપ્યા થકી;
ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિઃશ્વાસ ઉંડા મૂકી.

( ૨ )

કૃષ્ણા, મત્સ્ય વિંધી વર્યો; વળી રણે શત્રુ હણ્યા શૌર્યથી,
આવ્યાં દુઃખ અપાર તોય સઘળાં જેણે સહ્યાં ધૈર્યથી;
એવો પાર્થ–સુવીર આજ પળમાં લુંટાઇ કાબા થકી;
ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિઃશ્વાસ ઉંડા મૂકી.

( ૩ )

શ્લાઘા હંસમુખે સુણી વરી હતી; તે નાર જેણે તજી !
ખોયું રાજ્ય કુબુદ્ધિથી દ્યુત રમી ! સેવા બીજાની સજી !
પસ્તાઇ નળ એહ આજ સહસા હૈયું ભરાયા થકી;
ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિઃશ્વાસ ઉંડા મૂકી.

( ૪ )

જેણે શૈશવ સર્વ ખેલ કરતાં એળે ગુમાવ્યું હતું !
તારૂણ્યે વ્યભિચારમાં લીન થતાં જેને ન કાંઈ થતું !
એવો આજ અરે, અજામિલ જુઓ મૃત્યુતણા દૂતથી;
ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિ;શ્વાસ ઉંડા મૂકી.

( ૫ )

મીરાંને દુઃખ આપતાં દીલ જરી વાજ્યું ન જેણે અરે !
રાણો એજ વિનમ્ર આજ થઇશું પસ્તાય પૂરો ખરે !
ભક્તિહીન જીવ્યું વૃથા જગતમાં એ તર્ક આવ્યા થકી;
ગાલે ટેકવી હસ્ત વામ રડતો નિઃશ્વાસ ઉંડા મૂકી.



## સ્નેહ ફિલસુફી.

ગિરિનાં ઝરણાં નદીમાં જઇને,
અતિ ઐક્ય રચે પ્રણયી થઇને;
વળી સિન્ધુ વિષે સરિતા વસતી,
વીચી વાયુતણી સબળે ભળતી.

અહ ! એકલું અત્ર ન કોઇ દીસે,
પ્રણયી નિજ વ્યક્તિ થકી વિલસે;
જવ કાનુન એ ઇશનો નિરખું,
તવ હું કયમ તુંજ વિષ ન ભળું !

ગિરિઃ ઉન્નત વ્યોમ ચુમે હરખી,
વસુધા હરખે રવિને નિરખી;
વળી સાગર ચંદ્રકળાથી ચુમે,
પણ વ્યર્થ ! મને પ્રિય, તું ન ચૂમે !

## પ્રાર્થના.

પ્રભો ! તું રામ ને લક્ષ્મણ, પ્રભો ! તું કૃષ્ણ, પયગમ્બર,
પ્રભો ! તું પીર ને મહંમદ, ઇસુ, અરિહંત તું દિગમ્બર !

પ્રભો ! તું બુદ્ધ ને દેવી, ખુદા, જરથુસ્ત ને શંકર,
પ્રભો ! તું ક્રાઇસ્ટ ને રહીમાન, દિગંબર તું ગરિબપરવર !

મસીદ કે દેવળે જઈને જપે આલમ જુદાં નામે,
પરંતુ ઇશ ઓ વ્હાલા ! વસ્યો વિશ્વે સકળ ઠામે.

હજારો નામથી તારી પરસ્તી બોલિયા કરતા,
વિભુ, કિન્તુ વિભૂતિને વિલોકી નાજરી શકતા.

ગરીબને પાળનારો તું, અધમ ઊગારનારો તું,
દુઃખીને તારનારો તું, ખલકમાં ખેલનારો તું,

રફીકને આપનારો તું, રકીબને મારનારો તું,
શિકાયત સાંભળનારો તું, દરદને ટાળનારો તું,

બધે બ્રહ્માંડમાં છે તું, સ્તવન લાઝિમ શ્રવણ કરતું;
પિતા ! કીસ્તી બચાવીને મુસાફિરનું દરદ હરતું.

અગર કર ! મહેર કિસ્મત પર ! ફીદા થા રબ ! મહોબતપર !
નિગાહ કર ! નાથ, ઓ દિલબર ! દીવાનો તારી સુરતપર !



## મનપંખીને:–



ન લાઝિમ છે અરે ! પંખી, થવું આશક અહિં ગુલપર !
પરીક્ષા પ્રેમની જ્યાં ના, ફીદા શાને થતું બુલબુલ !?

ઇજન વિણુ આવવું શાને ? બબુચક, આજ ગુલઝારે;
સબુર કર ! યાર, મસ્તાની ! નફો ના ઇશ્કબાઝારે.

દગાખોરી કલાલોની અહિં અંજુમને ભારી !
ફરેબીમાં ફસાવીને મિલાવે રંગમાં વારી !

સુગંધીના ખજાનામાં વફાઇ ના જરા જોઇ !
બિરાદર, બોલ બેમોતે મરે શીદ આમ હીંઝરાઇ ?

ગમે ના ગાન માશુકને ગળું બેસી જશે તારૂં;
પરત ફર ! અય, ભલા ગાફલ ! વચન માની જરા મારૂં.

પરિન્દા ! ઇશ્ક જુગારે, પડે પાસા ઉંધા જ્યારે,
મુનાસીબ છે કદમ ભરવાં, રહી સંતોષમાં ત્યારે.

દીવાના લોક બેરંગી ! વફાદારી મળે ક્યાંથી ?
મફતની મહોબતે ભાઇ, કહે કયમ રાખવી યારી ?

અરે ! ગમગીન મનપંખી ! પરાધીન પાઠ ક્યાં શીખ્યું ?
બધાં ગુલ બેકદર છે ત્યાં હૃદય તુજ આમ શું ફેંક્યું ?

---

## સુકાનીને–

ડૂબે છે તરણી સુકાની ! કરવું સૂઝે ન કાંઇ હવે,
અંધારે ભટકું ભુલી પથ ભલા હું એકલો આ ભવે,
તોફાને ચડી હોડી ને ગગનથી વૃષ્ટિ વળી થાય છે,
વાયુના સુસવાટથી શઢ તુટી ઊડી જળે જાય છે.

નાકામાં ન ખલાસીકો અણુધ હું એકાકી આવે સમે,
મોટા મચ્છ જળે ફરી તરણીને હા, કોઇ કોઇ દમે.
ઊંચી નીચી અનેક વીચી જળમાં જોતો અને કંપતો;
આવીમાં વિભુ, શું હજુ દુઃખ હશે? એ તર્કમાં ડૂબતો.

દીવાદાંડી જણાય ના ઉદધિમાં નિઃશ્વાસ નાંખું ઘણા,
ભારે આ ભવસાગરે ભટકતાં રાખી ન કાંઇ મણા;
વારંવાર ભરાય પાણી નય્યને આશા ન કો સંગની,
ડૂબું છું જલધિ મહિં પ્રિયસખા! પ્રીતિ તજી અંગની!

---

## પ્રેમઘેલી બ્હેનડી.

વ્હાલપ વધારનારી,
અંતર ઉજાળનારી,
કૂળ બેય તારનારી,
પ્રેમઘેલી બ્હેનડી!
પ્રભુ પરખાવનારી,
વ્હાલ વરસાવનારી,
કલેશ કુડા ટાળનારી,
પ્રેમઘેલી બ્હેનડી!
અવગુણ ઢાંકનારી,
આબરૂ ફેલાવનારી,
દેશને દીપાવનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

ગૃહને શોભાવનારી,
સ્નેહમાં લોભાવનારી,
અતિથિને પૂજનારી,
પ્રેમઘેલી બ્હેનડી !

શિયળ સંભાળનારી,
મીઠા બોલ બોલનારી,
દેશ દાઝ જાણનારી,
પ્રેમઘેલી બ્હેનડી !

'વ્હાવું-સ્હેવું' શીખનારી,
દેવી સમ દીપનારી,
પ્રણયને પોષનારી,
પ્રેમઘેલી બ્હેનડી !

## કુટુંબ વત્સલતા.

વ્હાલું કુટુંબ મને વિશ્વમાં રે લોલ;
વ્હાલમાં વિભુનો સદા વાસજો. વ્હાલું.

સસરા મારા તે દેવતુલ્ય છે રે લોલ;
સાસુજી જાણે બીજી માતજો. વ્હાલું.

જેઠજી મારા તે સુરજ ચળકતા રે લોલ;
જેઠાણી જાણે ઉષા નાર જો. વ્હાલું.

દીયર કોડીલા મારા કુળમાંયે લોલ;
હોંશે હસાવી ખુશી થાઉં જો. વ્હાલું.
દેરાણી રૂડી ગૃહે ચાંદનીરે લોલ;
દીપાવે સ્વર્ગશાં આવાસ જો. વ્હાલું.
નણુદી ન્હાની શી જાણે ફૂલકળીરે લોલ;
નણુદોઇ નસીબદાર ભૃંગ જો. વ્હાલું.
બન્ધુ આશાનો મારો દીવડોરે લોલ;
અજવાળે તાતનું એ કુળ જો. વ્હાલું.
બ્હેની સમાનશીલ સહચરીરે લોલ;
દીલડું ઠારીને કરૂં વાત જો. વ્હાલું.
બાલુડો મારો જીવન તાંતણોરે લોલ;
બાળકો દીપાવે મારી કુખ જો. વ્હાલું.
દાસી હું દીન મારા નાથનીરે લોલ;
હૈયામાં હેત ને હુલ્લાસ જો. વ્હાલું.
પ્રીતિની વાડી બધી ખીલતીરે લોલ;
સીંચી હું સ્નેહ સુખી થાઉં જો. વ્હાલું.
અહા! કુટુંબ પ્રેમનાવડુંરે લોલ;
નાવડે સુકાની ગૃહનાર જો. વ્હાલું.

---

## અનાદિને અરજી.

---

પ્રભો! તું ધ્યાનમાં લે કે અરજ આ એક મખમુરની!
ખફા મા ના! સ્તવન કર તું ગઝલ આ એક રંજુરની!

જહાં આ દુઃખ દેનારી,
ખરેખર મોતની બારી,
પ્રભો ! હું તો ગયો હારી,
પીડા આ છે નિરંતરની !
જનો જૂઠા અને પાજી,
ફરેબી સૌ રચે ઝાઝી,
અરેરે, જ્યાં દગાબાજી,
કૃપા નહિ ત્યાં વિભૂવરની !
મિલાવટ માલથી ભારી,
ભરી બાઝાર છે સારી,
કરૂં શું કોઇની યારી,
પ્રપંચી રીત તાજિરની !
હૃદય ખોળે ધરૂં જેને,
દયા ઉરમાં નહિ તેને,
પ્રભો, હું એ કહું કોને ?
પીડા મારા મુકદ્દરની !
અહીં ખોટી સગાઇ છે,
પ્રણયમાં બે વફાઇ છે,
જનોમાં બે હયાઇ છે,
બધે સત્તા સિતમગરની !
કુબુદ્ધિ કોઇ ના ટાળે,
અહંતા કોઇ ના બાળે,
નકામી ઝીંદગી ગાળે
ફિકર જેને ન આખરની !

પ્રભો ! જાલિમ જમાનો આ,
દયાની કંઇ અદાલત ના,
હવે તું નાથ, વ્હારે ધા,
અરજ બસ એ નિરક્ષરની !

---

## નવું વર્ષ.

---

શુભ મંગળ આજ ઉષા પ્રકટે,
'નવું વર્ષ થયું' જન એમ રટે;
સવિતા પણ પુણ્યપ્રભા ભરતો,
મન મોદ ધરી નભમાં ઉગતો,

નવ વર્ષતણું સુપ્રભાત હસે,
શુચિતા સઘળે મધુરી વિલસે;
ગયું વર્ષ જૂનું ! બસ આયુ ઘટયું !
નવ વર્ષ થયું; પણ એ ન વધ્યું !

પ્રભુ ! શું નવું કાળપ્રવાહ વિષે ?
નવું–જૂનું બધો ભ્રમ છેક દીસે !
જૂનું વર્ષ વીત્યું ત્યમ આ વીતશે !
બસ કાળ સદૈવ છૂપો હસશે !!

ગતિ કાળની નાથ ! અનંત દીસે !
કંઇ વર્ષ ગયાં-કંઇ વર્ષ જશે !
રસ ચેતન તું અહિં મૂકય પ્રભો !
અમ અંતર ભવ્ય બનાવ વિભો !

પ્રસરાવ પ્રભો ! અમિનું ઝરણું,
વિકસાવ મનોબળ લોકતણું,
ઇશ, રાખ મુબારક રોજ સહુ,
અવિદિત નથી વધુ શું વદવું ?

જગનો તું નિયામક નાથ ! સદા,
જન પામર શું સમજે પ્રભુતા ?
કરુણા કરી ઇશ, નવું બળ દે;
નવ વર્ષ વિષે વિનતિ બસ એ !

---

## નવલ પ્રભાતે પ્રભુ ચરણે !

---

પ્રભો ! તુજ આશરે ઊભો નવું બળ આપ ઓ સ્વામી !
નવા વ્હાણે, નવા ટાણે, નવું દે નાથ ! બહુનામી !
પ્રભો, છું છેક અજ્ઞાની !
ઘણી તકસીર દીવાનાની !
ક્ષમા કર બેકદરદાની !
જીવું તુજ આશરો પામી !

નવું હું એટલું યાચું,
પિતા તુજ પ્રેમમાં નાચું,
અનંતાદ્વૈતમાં રાચું,
    પૂરી કર આશ જગસ્વામી!

નવી તું નાથ દે શક્તિ;
નવામાં થાય આસક્તિ;
નવા બળથી કરૂં ભક્તિ,
    જહાંના દુઃખ સૌ વામી!

પિતા, દે તું નવી દૃષ્ટિ,
અમીની કર અહીં વૃષ્ટિ,
અમર ભૂમિ સમી સૃષ્ટિ,
    સદા કર! રાખ ના ખામી!

નવી તુજ મહેર કર વ્હાલા!
નવી ગતિ આપ મતવાલા!
નવો વત્સર! નવાં લ્હાણાં!
    મુબારક રાખ સૌ સ્વામી!

સવિતા આ ઉગે હર્ષે,
નવા ભર્ગે, નવા વર્ષે,
મને બસ પ્રીત અઘમર્ષે,
    ખરેખર ખૂબ છે જામી



# સિતમગરને !

---

સિતમગર, તુ સબુર કર ના, નઝર કર શિર ઝુકાવું છું !
ઉછળતી ઉર્મિથી આજે, દિલે ખંજર મૂકાવું છું !

શીખ્યો છું હું સહન કરવું, નથી ડર મોતનો કાંઇ !
કતલ કર ! અય, ખૂની ઝાલિમ ! ઉગામી શું ઉભો ભાઇ !

બિછાને ખૂન મૂક્યું છે ! ખીસામાં સૌ ખુવારી છે !
નથી આરામની ઇચ્છા ! અરે, છેલ્લી બિમારી છે !

કસમ છે જો રહમ કર તો, મને લાઝિમ ઝબહ થાવું;
ખરો માયિલ મરણનો હું, મરણમાં છે ખપી જાવું.

ઘસી લે ધાર છુરીની, સિતમ કર તુ શિતાબીથી;
ભલા ઝૂલ્મી ! હું હાર્યો છું, બધી અહીંની ખિલાફીથી.

હૃદયની વૃત્તિઓ મારી, ફનાફિલ્લાહ થવું ચાહે;
જહાની શું પછી પરવા ? જિગર ચાલે જુદા રાહે !

મઝા છે પાયમાલીમાં ! અનુભવ હોય તે જાણે;
મીરાંના ઝેરના પ્યાલા પિછાન્યા ના કુંભારાણે !

કદમ બોસી પ્રભુજીની કરી છે શું પછી પરવા !
ગુલામી નોકરી છોડી ઉભો મયદાનમાં મરવા !

નથી ખ્વાહિશ મને કાંઇ ! સલામો કેદખાનાને;
રઝા બક્ષી અયે દુશ્મન ! કતલ કર આ દીવાનાને.

નથી હું ઝખ્મની પરવાં ! ખુદાની મહેરબાની છે !
નસેનસમાં પરસ્તીની, સિતમગર, શહેનશાહી છે !

હવે જો એક ઘા કર તો ઉપાધિ ખલ્કની વામું;
જિગરના ટૂકડા થાતાં અગમનો આશરો પામું.

અલખને આશરે ભાઇ, મઝા હરદમ રહેલી છે !
જગતને જ્ઞાન ના એનું ! પરાભક્તિ ન સ્હેલી છે !

અરે, બહાદૂર તલ્વારી ! ચલાવી તેગકર પૂરો !
ઇજાઝત છે છતાં તું ના કરે કયમ જીસ્મનો ચૂરો !!

સિતમગર, શું કહું ઝાઝું ? વિયોગે વેદના ભારી !
હણે જો પાક દિલને તું, કૃપા તો હું ગણું તારી !!

## મહફિલ !

મસ્તાન સહુ આવો તમે મહફિલ દીવાનાની મળી !
મયખાનું છે ખુલ્લું અહીં મયખ્વાર છે સૌ મંડળી !
જિયાફત ખરાબીની અહીં !
જરીએ કદી રાહત નહિ !
પણ સૌ પરેશાની દહી—
એ બોલ હયો આ સાંભળી !
અમને તલબ બસ એક છે !
[illegible] અમારી નેક છે !

...ચળ અનેરો ટેક છે !
જગ છો જતું સઘળું જળી !
દરકાર ના આ ખલ્કની !
કદી સાહ્યબી હો બદ્ખ્શની !
ઇચ્છા મીનોઇ મુલ્કની !
ત્યાં તો ખીલે દિલની કળી !
અતિ મસ્તી છે જેને દિલે !
લોભાય ના તે તહસિલે !
શામિલ થયા જે મહફિલે,
તે સર્વની પીડા ટળી !
અહીં તો ખુદાના નૂર પર !
આશક અમારાં છે જિગર !
'બ્રહ્માસ્મીતી' શબ્દો વગર–
મહફિલ રહે ના ઝળહળી !
તજી દો બધી આ ધડમથલ !
દૂર સૌ કરો જગની દખલ !
ખુદમસ્ત થઇ ગાઓ ગઝલ !
ૐકાર ઉચ્ચારો વળી !
તજી આહ જે બિસ્મિલ થયા !
અદ્વૈતમાં રમી જે રહ્યા !
ખુદીને હણી ખુદને વર્યા–
તે મસ્તને મહફિલ ફળી !



# ગયા તે શું સદા માટે?

અમૂલાં રત્ન ભારતનાં ગયાં તે શું સદા માટે?
અટળ શ્રદ્ધા અને સુરખી ગયાં તે શું સદા માટે!

ધરા ધ્રુજાવનારાઓ, જગતને જીતનારાઓ;
ગયા કે રાવ-રાણાઓ, ગયા તે શું સદા માટે!

દુવાઇ ઇચ્છનારાઓ, પ્રણયમાં મ્હાલનારાઓ;
ભલાઇ રાખનારાઓ, ગયા તે શું સદા માટે?

ખલકમાં ખેલનારાઓ, ફકીરી વ્હોરનારાઓ;
ખુદાને ખોળનારાઓ, ગયા તે શું સદા માટે?

ફિકરને ફેંકનારાઓ, દખલના ટાળનારાઓ;
સદા મગ્રુર થનારાઓ, ગયા તે શું સદા માટે?

કરણ સમ દાન કરનારા, પ્રજાનું કષ્ટ હરનારા;
જહાંમાં કીર્તિ વરનારા, ગયા તે શું સદા માટે?

કીધાં રણમાં અજબ કામો, અને જગમાં અમર નામો;
અરે, એ શાહ-સુલ્તાનો; ગયા તે શું સદા માટે?

સીતા સમ કે સતી નારી, શિયળમાં ધૈર્ય ધરનારી;
ધનંજય સમ ધનુર્ધારી, ગયા તે શું સદા માટે?

અડગ આબદ હનુમંતા, રણાંગણમાં વિજયવંતા;
વળી નર કંઇક ધનવંતા ગયા તે શું સદા માટે?

અભેદે જે વિચરનારા, અલખની ધુન જગવનારા;
ઋષિવર મહેર કરનારા, ગયા તે શું સદા માટે !

ધરીને ધર્મની ધુરા, મહા મુર્શિદ હતા શુરા;
અરે, એ હિન્દના હીરા, ગયા તે શું સદા માટે !



## એક મહાત્માનું સ્મરણ.



સદા સીંચ્યા મીઠા અમિરસ અહીં શાંતિ ભરતા,
પ્રકાશો વેર્યા કૈં જિવનતિમિરે ધ્વાન્ત હરતા;
અતિ ભેદ્યાં ગાઢાં હૃદય-દુઃખ જ્ઞાને ભીંતિભર્યાં,
અને સૌજન્યેથી સદન સૂરભૂમિ સમ કર્યાં.

પ્રભુતા પ્રેરીને મલિન મન ભક્તિમય કીધાં,
વળી આશાવાયુ વહવી અહીં પ્રોત્સાહન દીધાં,
સહીને આઘાતો પ્રભુ-પ્રણયથી અંતર રચ્યું,
હતું જેને હૈયે પરહિત સદા સુંદર વચ્યું.

ધરી'તી સંસારે અડગ થઇ કર્તવ્યની ધુરા,
અને ધર્મે-કર્મે પ્રતિપળ હતા જે બહુ શૂરા;
તજી આશા-તૃષ્ણા પ્રતિદિન વિરાગે મન ધર્યું,
હણી માયા ભુંડી શિથિલ જગનું બંધન કર્યું.

વસી સંતોષે સૌ સુખ અનુભવ્યાં પુણ્યમતિનાં,
કરૂં શાં શાં આજે કથન અહીં એ દિવ્ય કૃતિનાં ?
અનંતે યોજાયું જીવનતણું એ દિવ્ય ઝરણું;
અમોલું સોહન્તુ અમિમય બન્યું પુણ્યસ્મરણું.

રહ્યું હાવાં બાકી પૂજન સ્મતિથી રોજ કરવું,
પ્રભાબીના ભાવો સ્મરીસ્મરી મનોધૈર્ય ધરવું;
હતું મોંઘું દૈવી જિવન જગમાં એ ઋષિતણું,
સ્તુતિગાને રીઝું સ્મરણુ કરી એ રમ્યસ્મરણું.

અમોલી ગુંથીતી મધુર ઉરવલ્લી સુચરિતે.
રહી આજે સ્થાયી કુસુમદળની વાસસમ તે;
મહાત્માનો કો'દી વિલય નથી પાર્થિવમરણે,
રહે છે એ સ્થાયી મનુજ દિલમાં રોજ સ્મરણે.

---

## કર માળીને-

---

અલ્યા, માળી શાને સુમન અતિચારૂ ચુંટી લીએ ?
તને ઇર્ષ્યા શાની ? હૃદયરસ મીઠો લુંટી લીએ
બળેલા હૈયાનું અમિમય મીઠું દિવ્ય ઝરણું;
ખિલ્યું છે ઉદ્યાને રજતસમ એ શ્વેતવરણું.

મને માયા એની શિશુ વય વિષે સુદૃઢ થઇ,
અને એના કાંટા જિગર મુજ ચીરે નહિ કદી !

રસીલા હૈયામાં અજબ અતિ પૂરે મધુરતા;
અરે, એને લેતાં વિરુપ બનશે જો રસલતા !

અકાળે શાને તું, કુસુમ સમ લે આમ ઝડપી ?
ખિલ્યું છે હાવાં એ સહ્રદય ધરતી મ્હેર કરતી.
હજુ આશા બાંધી સુહ્રદજનને એ સુમનની,
અરે, આકાંક્ષાઓ અવિરત થશે શુભ મનની !

મીઠું મારૂં ભાઇ, જિવિત અતિ ખારૂં થઇ જશે,
અરે, કિન્તુ તેનું મધુરરૂપ સ્વર્ગે વહી જશે;
અતિ વ્હાલો તેનો મધુકર પછી ક્યાં વિલસશે ?
ઉગારે જો તેને હ્રદય મુજ હર્ષે છલકશે.

અમારી વાડીમાં સુમન બસ છે એજ ખીલતું !
સદા મારો મોંઘો પ્રણયરસ ઝીલી વિકસતું !
પિશાચી હસ્તે જો જિવન કટુ મારૂં થઇ જશે !
ખરે, ભાઇ, ભાવી સુમન સમ તારૂં પણ થશે !

તને રોનારાંની અસર નવ થાએ કંઇ જરા,
કૃતિ તારી દેખી રસવિન થશે આ રસધરા;
તને સોંપ્યું હૈયું કર કતલ કાળા કરથકી,
અમારી સત્તા તો રૂદનસમ બીજી કંઇ નથી.

અહો, સંહારી તું, અટક પળ આ કાર્ય કરતાં
સખાને આલિંગી ઘડીક જગની લઉં સફળતા;
અમારો એ દૈવી પ્રણયરસ ખૂટે નહિ કદા !
ન ભેદાશે ક્યાંથી અમરરસ એ આ જગતમાં !!

# કરમાએલું પુષ્પ.

---

કેવું તારૂં કુસુમ, રૂપ આ બાગમાં ખીલતું'તું !
કેવું વેલી મૃદુલ ઉપરે સ્નેહથી હિંચતું'તું !
કેવી તારી સુમન, સઘળી પાંખડી શોભતી'તી !
ને કેવી હા, સુખદ સુરભિ વિશ્વમાં વ્યાપતી'તી !

કેવું બાગે અનિલ સહ તું પ્રેમથી નાચતું'તું,
કેવું નિત્યે હૃદય રીઝવી વિશ્વમાં રાચતું'તું;
કેવી તારી વિશદ સુરખી સર્વથી ઓપતી'તી,
ને કેવી હા, પ્રણયઝરણી કુંજની રેલતી'તી !

કાવ્યો મીઠાં કવિવર તને જોઇ ઉચારતા'તા,
ને ભૃંગો કૈં તુજ નિકટ સા સ્નેહથી આવતા'તા;
ખીલી અંગે મધુપગણને તું મધુ મિષ્ટ પાતું,
ને સ્નેહથી પ્રણય ધરતા ભોગીને બાંધતું'તું !

અંગો કેવાં રજતસમ શો અત્ર આનંદકારી,
યોગી–ભોગી સુભગ ! સઘળાં રીઝતાં કંઠધારી;
નિઃસ્વાર્થે કૈં મનુજ દિલને પુષ્પ, આનંદ દેતું,
શંભુઃશિર્ષે વિલસી જગમાં મિત્ર, તું લ્હાણુ લેતું !

એવી તારી જિ[illegible] ! સરણી પૂર્ણ સૌન્દર્યવાળી,
એની તુલ્યે નહિ જગતમાં જિંદગી મેં નિહાળી;

કિન્તુ તારૂં મરણ વિધિએ અલ્પકાળે કર્યું હા !
આપે શિક્ષા જનસકળની આખરે એ અવસ્થા !

સંસારીને સુખ દુઃખ લઇ મૃત્યુમાં છે સુવાનું,
રે, રે, કિન્તુ સકળજનને શું સૂઝે રાચવાનું ?
સૌન્દર્યોનો વિભવ સઘળો મૃત્યુથી નષ્ટ થાતો !
ને તેથી હા ! મરણપથ કૈં શ્રેષ્ટ સૌથી ગણાતો !!

## સખીઓનું સંમેલન.

આવો આવોને સાહેલીઓ આજ રમીએ રાસ સહુ
વળી જગત બધું યશ ગાય, એવી એક વાત કહું:

અવસર આજ મળ્યો અતિ મોંઘો, સોંઘો જાણી ન ખોવોરે,
ફોકટ ફેરો થાય ન એવો માર્ગ સરલ ઝટ જોવો;
પછી એ પંથ જવું—આવો.

વિશ્વવિષે વનિતા, વશ કરવાં વ્હાલાં વ્હાલ વધારીરે,
સ્વજન સદા શુભ સ્નેહે રીઝે 'સ્નેહ' મોક્ષની બારી;
કહે છે શાસ્ત્ર સહુ—આવો.

પાડોશીશું પ્રેમ વધારી, કલહ કદી નહિ કરવોરે,
નાવ નીતિનું હાથ ધરીને ભવસાગર આ તરવો;
જીવતર એજ ખરૂં—આવો

ઘર અજવાળે ઘરની રાણી, શાણી સુઘડ ગણાશેરે,
સત્ય, સદાચરણે સખીઓ સૌ મનનો મેલ હણાશે;
મળશે માન બહુ—આવો.

દીલ દયા દીનની ધરી બ્હેની, દુઃખ સહુ કરવાં દૂરરે,
સદ્‌ગુણની શુભ વાસ પ્રસારો, જગ મ્હેકે ભરપૂર;
જય જય થાય બહુ—આવો.

તન, મન, ધનથી સેવો સખીઓ, ભાવ ધરી નિજ કાન્તરે,
નાથ વિના નર કોઇની સાથે, કરવી નહિ એકાન્ત;
બસ પતિ એજ પ્રભુ—આવો.

વિનય વિના વનિતા, નહિ શોભે વસ્ત્ર, ઘરેણાં સારાંરે,
મહિલા! માન જશે જગમાંથી મર્યાદા તજનારાં;
ફટ ફટ થાય બહુ—આવો.

શમ, દમ શિયળ સદા ધરવાથી, ભામિની ભલી વખણાશોરે,
મ્હાવા-રહેવાના મહામંત્ર રમણી રત્ન ગણાશો;
બસ શિખ એજ દઉં—આવો.

---

## પ્રારબ્ધ.

(૧)

દૈવે નામત જેટલું નસીબમાં મોડું વહેલું મળે,
ઓછો કે અદકો કરો શ્રમ છતાં ના કાંઇ તેથી વળે;

આશા પૂર્ણું થવા સદા મનુજની અભ્રો સુવૃષ્ટિ કરે,
કિન્તુ ચાતકના મુખે જળતણાં બે ચાર બિન્દુ પડે !

(૨)

બ્રહ્માએ ધન ભાલમાં અધિક કે ઓછું લખ્યું હોય જે,
નક્કી તે મરુસ્થાનમાં પણ મળે ના મેરૂમાં કૈં વધે;
માટે ધીરજ રાખ ને ધનિકની પાસે ન લાચાર થા,
કૂવે કે દરિયે ભરે જળ છતાં કુંભે વધુ માય ના !

---

## જનની ગીત.

---

જય ! માત, મંગલકારિણી, સુખદા સકળ દુઃખહારિણી,
વિમળા, ભવાબ્ધિતારિણી, નમું માત ક્લેશનિવારિણી.
જય ! આર્યભૂ મુદકારિણી, જય ! દિવ્ય કરૂણાધારિણી,
સુજલા, સકળ સુખકારિણી, નમું માત અઘસંહારિણી.

જય ! દેવી, પતિતોદ્ધારિણી, નિજ જ્ઞાન—દાનપ્રચારિણી,
તું માત, વહેમ વિદારિણી, નમું આર્યસંસ્કૃતિધારિણી.
જય ! સ્વર્ગભૂ રસ પોષિણી, સુફલા સ્વજન—પરિતોષિણી,
તું દેવી, પુણ્યપ્રસારિણી, નમું માત ધીરજધારિણી.

---

# હિન્દદેવીને—

દેવી, તું માતૃભૂમિ, ભારત, દિવ્ય મૂર્તિ,
રૂડી અનંતવિભવોદ્ભવ પુણ્યકીર્તિ,
તારી પુરાણ-ઇતિહાસ વિષે પ્રતિષ્ઠા,
તું આર્યની જનની આ જગમાં વરિષ્ઠા.

પ્રાચીન આર્યકુળ તેં કંઇ નીપજાવ્યાં,
ને સ્વર્ગશાં સદન સંસ્કૃતિથી સજાવ્યાં;
દિવ્ય પ્રભા થકી હતી અતિશે સમૃદ્ધ,
સૌન્દર્ય તારૂં જનની ભુવનપ્રસિદ્ધ.

છે ઉત્તરે પરમશ્રેષ્ટ નગાધિરાજ,
જે શત્રુ રોધ કરવા અતિશે સુસજ્જ.
સંરક્ષણાર્થ ત્રણ દિશ વિષે રહ્યો જે,
ક્ષારોદધિ સતત સુંદર ધૂધવે છે.

કલ્યાણ સાધન તણાં સહુ તીર્થ તારાં,
રાષ્ટ્રીય પ્રેમ દીલમાંહી વધારનારાં;
ગંગાદિ પુણ્યસરિતા હૃદયે ત્વદીય,
ક્રીડા કરે વિવિધ એ તુજ ભાગ્ય ધન્ય!

ધર્માનુસારિણી હતી અહીં રાજશક્તિ,
લોકે વ્યવસ્થિત હતી નય નીતિ ભક્તિ,

અન્યાયવૃત્તિ-રિપુનો હણી દેતી ગર્વ,
એવી પ્રજા તુજ હતી રણશૂર સર્વ.

રાજ્યાધિકાર વિષયે નિજ કર્તૃતાનું,
સુજ્ઞાન સર્વ હતું અહીં સઘળી પ્રજાનું;
ન્યાયપ્રિયા રીતો હતી નૃપની મજાની,
વૃત્તિ સ્વસંયમી હતી સઘળી પ્રજાની,

રાજ્યો પ્રચંડ રચ્યાં રાષ્ટ્ર બધાં સુધાર્યાં;
વિદ્યા, કળા, સુખ, સમૃદ્ધિ સદા વધાર્યાં;
છે એ સુવર્ણમય અક્ષરથી લખેલું,
વિમ્લાન માન કદી થાય શું મેળવેલું ?

× × ×

દુર્દૈવથી ગઇ સ્થિતિ બધી શ્લાઘનીયા,
આવી પરાંકિત દશા અતિ શોચનીયા;
વિદ્યા, કલા, પ્રગતિનો પ્રાતરોધ કીધો,
તારો રૂડો વિભવ સર્વ લુંટીજ લીધો.

અન્તર્ગૃહે કલહ સર્વ સ્થળે સ્થપાયો,
સ્ત્રીજાતિ હ્રાસ, વળી ધર્મ સહુ ભૂલાયો;
માતા ! સુસંસ્કૃતિ રુચ પણ નાશ પામી,
અજ્ઞાનતા અરર, આ ભૂમિમાં શું જામી !

ભૂલાયું ગૌરવ બધું તુજ મધ્યકાળે,
રાષ્ટ્રીય–ચેતન ગયું સઘળું અકાળે;
વહ્નિ પ્રદીપ્ત કરીને સ્વહિતઘ્નતાના,
સર્વે તપ્યા તુજ તનુજ થઇ દીવાના !

× × ×

જોઇ પુરાણુ યશ એ તવ આંગ્લદેવી,
ઉત્કર્ષ કાજ થઇ મૈત્રિણી શુદ્ધ કેવી !
સ્વાતંત્ર્યનો પરમ પાઠ તને સ્મરાવ્યો,
વિશ્વાસથી હૃદય ખેદ બધો હરાવ્યો.

આતિથ્ય એ સખી તણું જનની ! કરીને,
રાચી શુચિવ્રતરતી અતિ તું ધરીને;
દેખાડીને સતત સુંદર શુદ્ધ ભક્તિ,
તેં વાપરી સખી હિતાર્થ સુ–રાષ્ટ્ર શક્તિ.

કાપ્યું અરાજકપણું પછી આંગ્લમાત !
સ્થાપ્યું વિષાદ હણીને સુખ સુપ્રભાત !
ટાળ્યા વિઘાતક કુસંપ અનેક ત્યાજ્ય,
દેશે હવે જરૂર ઉત્તમ એ સ્વરાજ્ય.

# ગોવાલણી.

આકાશથી ઉડુગણો સહુ અસ્ત થાતાં,
ગોવાલણી તરત ગીત મધુર ગાતાં;
ઉઠી હૃદે પ્રભુતણું શુભ ધ્યાન ધારી,
ખાંતે સવારમહીં છાશ બનાવી સારી.

સૌ બાળને પછી દીધું નવનીત પ્રીતે,
તાવ્યું બીજું સરસ માંખણ શુદ્ધ રીતે;
નીર્યું વળી કુમળું કૈં તૃણ વાછડાંને,
હોંશે કરાવ્યું સ્તનપાન સુબાલુડાંને.

છોડયાં પછી નવલ વાછરૂ સ્નેહઘેલાં,
દોડયાં ત્વરિત ભૂખથી અધીરાં થએલાં;
ધાવ્યાં જઇ દુધલડાં નિજમાતને જ્યાં,
ગોપી ધસી ભલી લઇ કર તામડી ત્યાં.

દોહી બધી પુનિત ધેનુ નિપૂણતાથી,
છોડી પછી ધણ વિષે સહુ ગાય સારી;
વાસીદું સાફ કરીને સખી સાથ સ્નેહે,
બેડાં લઇ શિરપરે જળઘાટ જાયે.

પાણી ભરી પલકમાં સહુ પાછી આવી,
રાંધ્યું રૂડું જમણ ત્યાં અતિભાવ લાવી;

ગોવાળને રસિક ગોપી જમાડી પ્રીતે,
ઉચ્છિષ્ટ જે પતિતણું પછી ખાધું પોતે.

આટોપી કાર્ય સઘળાં પય વેચવાને,
ચાલી સખી સહુ અતિ મન હોંશ જેને;
સાંજે ભલી ગૃહિણી ગોરસ વેચી આવી.
ચુમ્યાં વિયોગી નિજ બાળક વ્હાલ લાવી.

ગોવાળીઆ ધણુ લઇ સીમથી ફર્યા ને,
સન્નારીએ જમણુ રાતતણું કર્યું ત્યાં;
વાળુ કર્યું સહુ મળી અતિ હર્ષ પામી,
આનંદ હેલી ખરી ત્યાં બસ ખૂબ જામી.

દોહી વળી દુધલડાં સહુ ધેનુઓનાં,
પાઇ ભર્યાં ઉદર કો લઘુ વાછરનાં;
ધૂણી ધખાવી પછી મચ્છરનાશ સારૂ,
ગોવાળ કાજ વળી સેજ બીછાવી ચારૂ.

ઉંઘાડવા ત્વરિત બાળક વ્હાલઘેલાં,
ગાયાં પછી પુનિત હાલરડાં રૂપાળાં;
કીધી વળી શ્રમિત નાથની પાદસેવા,
સૂતી પછી ગુણ સહુ સ્મરીને પ્રભુના.

× × ×

જ્યાં નાર છે સુઘડ ને અનુરાગવાળી,
ત્યાં સ્વર્ગશાં સુખ વસે દુઃખ જાય ચાલી;

સંસારમાં સતી સદા કુળ બેય તારે !
નારી વિના પુરુષ જીવન શુષ્ક ધારે.

સૂનું જરૂર ગૃહ છે ગૃહિણી વિનાનું,
અજ્ઞાનીને ગહન જ્ઞાન ન એ બીનાનું;
કર્તવ્યશીલ બસ જ્યાં નર–નારી આજે
દાંપત્યમાં અનુપ પ્રેમ–પિયૂષ ત્યાં છે.

## સાહ્ય કરનારા.

હજારો આફતો વેઠી, સનમને સાહ્ય કરનારા;
અમે મસ્તાન મુન્શીથી, અજબ એ પાઠ ભણનારા.

અમારા ઇશ્કના મજહબ, હૃદયને ખાખ કરનારા;
પરંતુ પ્રાણની પરવા, તજીને સાહ્ય કરનારા.

સળગતી જ્યોતપર રીઝે, તજી નિજ પ્રાણની પરવા;
કરીને જીસ્મના ટુકડા, પતંગો પ્રાણ હરનારા.

હજારો કંટકો વેઠી, પડે મોટી મુસીબતમાં;
જતાં ભૃંગો ભ્રમિત થઇને, ગુલોપર રાત રહેનારા.

પ્રલોભનમાં ફસાવીને, ઝખમ આપે દિલે ભારી;
મુંઝાઇને મરે કિન્તુ, ભ્રમર ત્યાં વાસ કરનારા.

સમુદ્રે મૌક્તિકો મોંઘાં, ખતાના જહુ ખરાબા ત્યાં,
પરંતુ નાખુદા તેને, શ્રમિત થઇ સાધ્ય કરનારા.

અમારી ધારણા એવી, અગે ના લેશ ડરનારા;
મણી લેવા મણીધરને, દિવાના થઇ પકડનારા.

ખુવારીમાં ખુમારી ને, મુસીબતમાં મઝેદારી;
ચમન કે બેચમનમાં પણ સનમને સાધ્ય કરનારા.

---

## ઉષા.

---

ઝરે અવરિત શાંતિની સેરરે, રૂડી રમ્ય ઉષામાં;
માણે જગત બધું રસ લ્હેરરે, રૂડી રમ્ય ઉષામાં.

સંધ્યારૂપે સુતી'તી રમણી જે, જાગી ધર્યું ઉષા નામ,
આનંદ–કુસુમની લ્હાણી કરી, કર્યું મુદિત બધું જગધામરે;
શીળી રમ્ય ઉષામાં.

તિમિરગણે વિભૂતિ તજીને, ઉડુગણ પામ્યા અસ્ત,
નભતારક નિદ્રા હવે લેશે, જાગ્યું જ્યાં વિશ્વ સમસ્તરે;
રૂડી રમ્ય ઉષામાં,

પક્ષી ઉઠયાં તરૂમાળથી ને, વિહરે સૌ ચોપાસ;
નભકુહરે તમ ડુબી ગયું, ધરી રાત્રીની ગરવી આશરે;
મીઠી રમ્ય ઉષામાં.

અનિલ ઘુમે મલકાઇને રે, રેલી શાંતિની રેલ,
પ્રાચીમાં દ્યૌ-ધુતિ દીપી રહી, જાણે સ્વસ્તિક હોય કરેલ રે;
રૂડી રમ્ય ઉષામાં.

ગહન હણી વનરાજી રવિએ, પૂર્વમાં કીધો આવાસ,
સોનેરી સાળુ ધર્યો અલબેલીએ, જગમાં વર્ષ્યો સમુલ્લાસ રે;
શુચિ રમ્ય ઉષામાં.

સ્વામી સહે વિલસે વસુધામાં, અલબેલી ઉષા નાર,
દિનમણિ સંચારી થાય ગિરિનો ત્યાં ફરતી સખી સહચાર રે;
પેલી શાંત નિશામાં.

---

## લગ્ન મંડપ.

કૌમારનો સુભગ પાર પમાડવાને
સંસારમાં સુખદ સ્વર્ગ રચાવવાને,
કર્તવ્યમાર્ગ ઉરનો અવલોકવાને,
ગાર્હસ્થ્યધર્મ વિધિથી વળી સાધવાને.

ગાઢાં જગત્દુઃખ-તમિસ્ર નિવારવાને,
ને માનવી—જીવનકાર્ય સુધારવાને,
છે આ રચ્યો સરસ મંડપ લગ્નકાળે,
મુંગો રહી પ્રણયના વિધિને નિહાળે.

આકર્ષીને વરવધૂદિલ મૌનભાવે,
સ્વપ્નાં મીઠાં પ્રણયનાં ઉરમાં રચાવે,
આનંદસ્રોત સઘળે છ્વરાવી એ તો,
કૈં કૈં કુતૂહલ ભરી મીઠી લ્હાણુ દેતો.

ઉત્સાહ ભવ્ય ઉરમાં ભરી રમ્ય રાગે,
જ્યાં ગીત ગાય રમણી; વળી વાદ્ય વાગે.
આભૂષણો ધરી ઉભી રહી જ્યાં કુમારી,
જોતો બધું સુભગ મંડપ સાક્ષીધારી.

નાચી રહેલ હૃદયે અમીધાર રેલે,
ને આંટીઓ ઉરતણી ક્ષણુમાં ઉકેલે;
સૌભાગ્યનું અભિનવત્વ રચાવનારો,
છાયા કરી વિષમ તાપ નિવારનારો.

જ્યાં લે નવાં વરવધૂ અધરી પ્રતિજ્ઞા,
જ્યાં ઉદ્ભવે હૃદયમાં વિણુયત્ન પ્રજ્ઞા;
લે જ્યાં અદૃશ્ય ઉર બે મળી સ્નેહદીક્ષા,
ને જ્યાં મળે ઉમળકે નિજ ધર્મશિક્ષા.

સંબંધીને અતિ વધે ઉરમાં ઉમંગ,
આશાભર્યો હૃદયનો નવલો પ્રસંગ;
લગ્નોત્સવે દિલ વિષાદ ખચિત ટાળે,
સીંચી સુધા નવલ યુગ્મપરે નિહાળે.

લગ્નેચ્છુના સરસ પૂજન ઝીલી લેતો,
દાંપત્યનો નવલ જ્યાં અધિકાર દેતો:
આપી ભલો સુખદ સન્નિધિયોગ રાજે,
જેનું રૂડું જીવન છે પરશ્રેય કાજે.

## ગૃહિણી.

રમ્ય, સુખદ, નિર્મળ, મનહરણી,
વહન કરે જ્યાં વ્હાલપઝરણી,
રસબસ ત્યાં કયમ થાય ન ધરણી ?
ક્લેશ કૂડા બાળી.

ગૃહિણી રોજ રહે નવી આશે,
હૃદયભરે પરિપૂર્ણ ઉલ્લાસે,
પ્રણયજ્યોતિના વિશદ પ્રકાશે;
તિમિર બધું ટાળી.

( ૨ )

સુંદરતા સુખકાજ સજાવે,
સદનવિષે સુરગાન ગજાવે,
આશ્ચર્યું અંતર ભીંજાવે,
ભાવ ભલો લાવી.

પ્રેમપિયૂષનું પાન કરીને,
રગરગમાં રસભાવ ભરીને,
અંતરનો સહુ મેલ હરીને,
રહે છે સુખ માણી.

( ३ )

ઉમળકે અમિપાન કરાવે,
પળમાં દિલનું દુઃખ હરાવે,
અંતરના નવનવલા ભાવે,
નિત્ય કરે કેલી.

( ૪ )

એક બીજાનાં હૃદય મિલાવી,
અસૂયાદિ અવગુણ ભૂલાવી,
પ્રભુપદમાં મન નિત્ય ચલાવી,
રહે એ રસરેલી.

## વર્ષાની એક રાત.

અંધારૂં ગગને થયું ઉડુગણે જ્યોત્સ્ના છુપાવી દીધી,
વંદારૂ શશિએ વિકીર્ણ કિરણો સંકેલી નિદ્રા લીધી;
રાત્રીના ઉદરે થઇ વિલિન સૌ અંધારવસ્ત્રો ધરે,
ને સર્વત્ર મધુસ્વરા અનિલની લ્હેરી નભે વિસ્તરે.

હસ્તીયૂથ યથા જળે વિલસવા ઉન્મત્ત થઇને ધસે,
વ્યોમે વાદળી વિસ્તરે ત્યમ બધી મંજુલ-મીઠા સ્વરે;
દિક્પ્રાંતે ચપળાદ્યતિ ઘડી ઘડી અંબાર જુદા ધરે,
વિદ્યુતના ચમત્કારશાં જિવનમાં શું મોહ સર્વે કરે ?

આકાશે રણવાદ્યશા ભિષણ કો શબ્દો પ્રથાતિ કરે,
જાણે નોબત કામની ગડગડી કૈં કર્ણયુગ્મે ઠરે.
નાની વાદળી મન્દ કો ટપકતી ને ગર્જતી સંચરે,
ત્યાં તો મેઘ સમિરને હય ચડી વૃષ્ટિ પ્રહારો કરે.

અવ્યક્ત સ્વરથી બધું જગ ભરે દાદુર ગર્વી બની,
આટોપે અવનીવિષે સતત શું કો માન પામે જરી ?
ધારાઓ ધરણી પડી રસદની આનંદ હેલી કરે,
રંગો અંબુદચાપના અવનવા કૈં નૂતનશ્રી ભરે.

વર્ષામાં પરજન્યની ગર્જિયસી શોભા અનેરી સદા,
જોતો જેમ અટારીએ ત્યમ ચડી બેઠો હતો એકદા;
વીતી રાત પહોર કે ગગનથી દેવી ભલાં ઉતર્યાં,
ઉચ્ચું આસ્ય કરી મીઠી-મૃદુલ કૈં વાણી પછી ઉચર્યાં.

" હું છું કિંકરી પ્રેમની જગતમાં માધુર્ય રેલું સદા,
" ધારા રૂપ ધરૂં નિનિદ્રિત જગે પ્રાવૃષમાં સર્વદા;
" સંસારી જીવમાત્રને વિરલ કૈં આનંદ લ્હાણી કરૂં,
" સ્નેહાદ્વૈત સુત્રરા મહીં રચી સ્વચ્છંદથી વિચરૂં.

કહી એવું ગયાં દેવી, રસેન્દુ પ્રકટ્યો નભે,
ઘનરાજી વિખેરાઇ, કૌમુદિ પ્રસરી જગે.

# સનમ શાને સતાવે છે ?

પુછું ઘેલો હવે દિલબર ! સનમ શાને સતાવે છે ?
અરે, સાકી ! સિતમગર થઇ કહે શાને રીબાવે છે ?

અખીરશ સોડ તાણીને, સુતેલો છું સ્મશાને હું,
જીસમમાં દમ નથી, પણ તું સનમ શાને સતાવે છે ?

જગત દરિયાવમાં કીસ્તી, ઝૂકાવી હું ફરૂં ઉલ્ફત,
અરે, શાણી, સુકાની થઇ કહે શાને ડુબાવે છે ?

વિરહના ઝખ્મથી વ્હાલી, સબબવિણ તું સજા આપી,
મને ચશ્મે ઉન્હાં આંસુ સનમ શાને ભરાવે છે ?

વળી દિલબર, જહાંમાં મેં બધી બાજી હતી સીધી,
છતાં અવળા કરી પાસા કહે શાને હરાવે છે ?

અનલહકને જપી દિલકશ, સમાધીયોગ સાધું છું,
પરંતુ તું દિદારોને કહે શાને છૂપાવે છે ?

બિમારીમાં શરાબોની દવા લાધી, પરંતુ તું,
અડેલું હોઠપર પ્યાલું, કહે શાને ઝુંટાવે છે ?

ઝખમ્ ઉંડા કલેજામાં કર્યો ખંજર ધરી કાતિલ,
જીગર ચીર્યું છતાં કહે તું સનમ શાને સતાવે છે ?

# મોહાન્ધ મૃગને.

અયા, રાગી, તારૂં ક્ષણિક સુખ આ સંગીતવિષે,
ઉન્હી વાલુકામાં મૃગજળ યથા સાગર દીસે;
નિઃશંકે આનંદે નિડર થઇ શાને પરવરે ?
શિકારી ત્યાં તારૂં અરર, શર ફેંકી તન હરે !

સખે ! એ વીણાના દુઃખદ સ્વરમાં બંધન થશે !
મનોવૃત્તિ તારી રસમય છતાં અલ્પજ દીસે;
હણે છે જ્યોત્સ્ના જો દીપકતણી ભોળા શલભને,
અને સંહારે છે કમળ પણ પ્રેમી ભ્રમરને !

વીણાએ સંહાર્યાં અવનીતલ પાડયા બહુ મૃગો,
કર્યા એ સંગીતે રૂધિરમય કો'ના અવયવો;
ગણે છે તું ભાઇ, સુરસરિતમાં પિયૂષ નકી,
પરંતુ એ વીણા વિષમય અભિષેક કરતી.

શકે શું ના રોકી હૃદયરસકેરી મધુરતા ?
સ્વરો દૈવી કિન્તુ વિષમય બની હા, પ્રસરતા !
રસેચ્છામાં રાચી રસિક, પરિણામે દુઃખી થશે !
અને આ સંસારે પ્રણયી, તનુ તારૂં રખડશે !

વ્યથા વીણાની તો શરસમ સતાવે હૃદયને,
હણી શૃંગો તારાં મૃદુલતર ચીરે જિગરને;
કરે કો'નું ખારૂં જીવન બસ એ ધૂર્ત અબળા!
અરે ભાઇ, રાગી તુજ સમ સહુ જીવ નબળા!

અરેરે, દુર્દૈવે મલિન મતિ આપી કયમ તને?
અને મોંઘો દૈવી પ્રણય પણ આપ્યો કયમ હશે?
કરું આશ્ચર્યે હું પ્રતિપળ વિચિત્રકૃત્ય નિરખી,
દહે પ્રેમાંને તો પ્રણયી અહ, એ રીત વસમી!

અરણ્યે કયાં તું આવી પ્રણયતણી આ નિષ્ઠુર દશા!
દીસે છે સંસારે પ્રણયપથમાં હા, વિષમતા!
પ્રતીક્ષા મૃત્યુની મૃગવર કરે તું કયમ અરે!
ત્યજી ભ્રાંતિ ભાઇ વિરતિ બસ લે તું મૃગ, હવે.

મૃગોનાં ટોળામાં ઉપવન વિષે જૈ ભટકજે,
તૃણો તાજાં ખાઇ સુવતીસહ કોઈ વિલસજે;
પ્રીતના જુસ્સાને સ્વજનસહ ઉલ્લાસ કરજે,
પરંતુ વીણાના દુઃખદ સુરમાં લુબ્ધ ન થજે.

શિશુ સંગે ભાઇ, નવીન વળી કૈં ગેલ કરજે,
રમાડી આનંદે અધિક પ્રિય, વાત્સલ્ય ધરજે;
પ્રીતિના કૈં બાજા અનુભવ નવા નિત્ય કરજે,
પરંતુ સંગીતે ક્ષણ પણ સખા લુબ્ધ ન થજે.

પ્રિયા તારી કેવી સજળનયને જો નિરખતી,
ત્સલોકી વ્હાલેથી વદન તુજ એ હર્ષિત થતી;
ધરી હૈયે તેને મધુર વદને ચુંબન કરી,
સખે, આ સંસારે વિચર બસ વીણા પરહરી.

---

## જુદાઇનો ઝખમ.

---

ક્હેવાય નહિ વિભુ આપણી જુદાઇનો આવો ઝખમ !
ક્હેવાય નહિ પ્રભુ કોઇને અંતરતણો ઉંડો ઝખમ !

છૂટો કરી તેં છેહ દીધો, તે દિવસથી આ ઝખમ !
અય નાથ, જો નજરે જરી કેવો પડયો કારી ઝખમ !

બાંધ્યો પ્રભુ તેં પ્રેમથી તો કેમ આવો દે ઝખમ !?
મુજ મીણનું દિલ કેમ સ્હેજે જૂલ્મી આ તારો ઝખમ !

ઓ ઇશ સુઝયું શું તને, આવો કીધો કારી ઝખમ !
તું છે હકીમ હુશીઆર તો બતલાવ કયમ રૂઝે ઝખમ !

પાપી પુરો પણ નાથ, તારો છું ધરે ના આ ઝખમ !
સહુ વૈદ્ય આવી રૂઝવે, પણ ના રૂઝે દિલનો ઝખમ !

મુજ દગ્ધ દિલમાં નાથ, બીજા કંઇ પડયા લાખો ઝખમ !
પણ આપણી જુદાઇનો જબરો અને જૂલ્મી ઝખમ !

દિલદાર, દઈને દિલદગો છૂટો કરી કીધો ઝખમ !
મરહમ પ્રભુ, તુજ વસ્લનો, તેથી રૂઝે મારો ઝખમ !

હું તું થશું જ્યાં એકઠા તત્કાળ મટશે ત્યાં ઝખમ !
પ્રભુ, દરગુઝર કર વાંક ને રૂઝાવ આ વસમો ઝખમ !

---

## મનને.

કરી મેલી બુદ્ધિ ચપળ મન, કામે લીન બની,
વિપત્તિ વ્હોરી તેં ભવરણુ વિષે ખૂબ ભટકી;
હજુ ના જાણે તું અહિત-હિત કર્મો પણ અરે,
હણે દુઃખો એવા પરમ પ્રભુને તું ભજ હવે.

( ૨ )

લઘુ ધ્રુવે લીધી ત્રિભુવન વિષે શ્રેષ્ઠ પદવી,
સદા સેવી પામ્યા પરમરૂપ ને નિશ્ચલ સ્થિતિ;
વળી પ્રલ્હાદે કૈં પરમપદ જેને ભજી લીધું,
પ્રભુના ભક્તોનું દુઃખ કયું પ્રભુએ નથી હર્યું ?

( ૩ )

ઘણું નાણું પામી ધનપતિ થવામાં મન ધરે,
બની દાતા સારા સ્વજન સુખ દેવા દિલ ચહે;
પરંતુ એ આશા પલમહિં અહીં હાય, અટકે !
અચિંત્યું મૃત્યુનું અરર, દુઃખ તેને શિર પડે !

(૪)

અરે, થાકયો, થાકયો, વિષમપથમાં હું રખડીને,
ધનાશાથી જોયાં નૃપપ્રમુખ મેં હા, ભટકીને;
હવે જે તે ખાઇ ઉદર બસ આ નિત્ય ભરવું,
અને ઇચ્છું એવું વન જઇ મન સ્થિર કરવું.

---

## સાંત્વન.

શાને પ્રિયે, રડ અરે નિજ ધૈર્ય મૂકી!
આશાભર્યા હૃદયનો કયમ માર્ગ ચૂકી?
પુત્રીતણું નિધન એ વિધિની કૃતિ છે,
સૌને યથાસમય આખર એ ગતિ છે।

આ વેલડીપર લચે કળીઓ મધુરી,
કૈં જન્મતાં ખરી પડે, વળી કૈં અધુરી;
કિન્તુ ન આશ ઉરથી ક્ષણ એ તજે છે,
અંગે કળી નવલ એ સહસા સજે છે.

સંતાપ નેલ્લીં કરી ના કદી આંસુ સારે,
કૈં નવ્ય આશ ઉરમાં ગણી ધર્મ ધારે;
આ વિશ્વના વિવિધ ખેલ રહે નિહાળી,
ને દૈવની કૃતિ સહે થઇ ધૈર્યશાલી.

સંસારની વિચિત્ર આ ઘટમાળ માંહે,
આવી સદા સુખ–દુઃખો મનને મુંઝાવે;
કિન્તુ સહિષ્ણુ ઉર લે શુભ જ્ઞાનશિક્ષા,
ને કૈં ધરે પ્રભુ પ્રસાદ તણી પ્રતીક્ષા.

જે જન્મ્યું તે જરૂર આ જગમાંથી જાશે,
ના વિશ્વનો ક્રમવિપર્યય કોદી થાશે.
શાને પછી હૃદયખેદ ધરી રહેવું?
કર્મે લખેલ વિધિપ્રેરિત દુઃખ સ્હેવું.

ના દૈવ નિર્દય, વળી નહિ પક્ષપાતી,
ના એ વિચિત્ર, નહિ બુદ્ધિ ગણાય કાચી;
કિન્તુ લઘુ ઉર કદી સમજે ન આંહી,
કર્તા અકારણ કરે નવ કાર્ય કાંઇ.

આવી મળે સ્વજન સર્વ ઋણાનુબંધે,
જ્યાં પૂર્ણ થાય ઋણ કે પળી જાય પંથે;
શો શોક ત્યાં સહચરી, કરવો ઘટે હા!?
ના, ના, કદી વિરહખિન્ન થવું ઘટે ના.

માયાજનિત જગના સહુ રંગ જૂઠા,
ના કોઇએ ખચિત શાશ્વત કો દી દીઠા;
તું લે કરી હૃદયમાં ક્ષણ એ સમીક્ષા,
ને લે સખી સમયના વિણયત્ન શિક્ષા.

સંસારનું પરમ તત્ત્વ '[illegible] રહેવું,'
આઘાતથી રડી કદી નહિ વ્યગ્ર થાવું;
વાત્સલ્યથી મૃતકને રસ-અર્ઘ્ય દેવો,
ને એ રીતે સતત માનસલ્હાવ લેવો.

---

## રણજીતરામભાઇ.

---

ક્ષિતિજપટમાં ઉગ્યો ન્હાનો પ્રભાકર ખેલતો,
લલિતકરના રૂડા તેજે તમિસ્ર હઠાવતો;
ધુમ્મસરજથી ઢંકાયો ના, ન એ અટકી પડ્યો,
હૃદયબળથી ન્હાનો તો એ સહારે નભે ચડ્યો.

કદી કઠિનતા એને હયે ન એ ક્ષણ ધારતો,
કઠિન પથ ને વિઘ્નો ભુંડાં, છતાં વધતો જતો;
ઉર ઉછળતું નવ્યાનંદે, ન એ ભય પામતો,
તિમિર ધસતું વિંટી લેવા, છતાં છટકી જતો.

પુલકિત બની આશાઘેલો પ્રવાસ વધારતો,
અધિક શ્રમથી કર્તવ્યે એ નહિ પળ હારતો:
નિજકર વડે ન્હાના-મોટા ગૃહો ચમકાવતો,
તમ વરસતાં અભ્રો વેરી પ્રકાશ પ્રસારતો.

વિમળ ઉરમાં સાચા રંગો સદૈવ રસાવતો,
ગગન સઘળું છાયી તેજે અલૌકિક રાજતો;
લઘુવય છતાં લોકો એને સદા નમતા અહીં,
ગુણુ બસ બને પૂજાસ્થાને નહિ વય કે કંઇ.

મલિન જગના સંતાપોથી ન એ નબળો પડયો,
અધવચ કદી થાકીને ત્યાં નહિ રવિ એ રડયો;
અધિક વસમા માર્ગે એની ગતિ અટકી નહિ,
ભવભય ભૂંડી છાયા એને અડી શકી ના અહીં.

પણ વિધિકરે હા ! ઓચિંતો લઘુ રવિ એ હર્યો,
અરર, કથવું શું સંસારે ? દયાહીન એ ઠર્યો !
સતત ગતિનાં ઉર્મીનો સૌ અહીં અટકી પડયાં,
સમય પલટયો કે શું કર્મો અરે, સહસા નડયાં ?

× × × ×

ક્ષણુ ક્ષણુ જતાં વીત્યાં વર્ષો, છતાં રવિતેજ એ,
સ્મરણુપથમાં આવીને કૈં પ્રકાશ નવો કરે;
વિવશ ઉરમાં ઉંડે ઉંડે અભેદ જગાવતું,
અમરપથનાં મોંઘાં સ્વપ્નો સદૈવ રચાવતું.

વિલાયું તેજ એ દૈવી રે, પ્રકાશ પ્રસારતું;
અમોલું સ્મરણું એનું, આજે ઉર રડાવતું.



# વિરહવાણી.

વિજુ ! વેદના વિરહે વધી ક્યમ દિલદરદ દહતો નથી ?
આપણુ હતા બે એકઠા એ કેમ તું સ્મરતો નથી ?
વિખુટો કર્યો જે દિવસથી દિલદાર ! કંઈ ગમતું નથી !
ખાવું, પીવું કે ખેલવું, અફસોસ ! કંઈ રુચતું નથી !
આ માટ દીધો છેહ એ પરિપૂર્ણ સમજાતું નથી !
ક્યારે થશે સંયોગ એ પણુ કોઈ અહિં કહેતું નથી !
દુનિયાં અકારી થઈ વિજુ, દિલથી કશું ચહાતો નથી !
અંતર વધી વણુવેદના મરહમ મને મળતો નથી !
મુજ સખ્ત સીનાને ચીરે, આલમ દિલે રહેમત નથી !
બેઝાર બેમોતે મરૂં વલભાર મુજ કિમ્મત નથી !
નાદાન છું, હેવાન છું, તુજ ધ્યાન આવડતું નથી !
મુજ દુઃખનું વિશ્રામસ્થળ વિજુ, કોઈ અહિં જડતું નથી !
બહુ ભમું કે રોઉં, પણુ શાન્તિ જરી મળતી નથી !
અફસોસ ! ત્યાગું તોય રે ! જંજાળ આ ટળતી નથી !
ત્યાગી ફિકર ફકીરી ધરે, તેનેય તું મળતો નથી !
કર દરગુઝર સહુ વાંક વિનતિ કેમ સાંભળતો નથી ?
કર ખશ કંઈ મુજપર કૃપા, જુદાઈ આ લાઝિમ નથી !
તું હું સદા બે એકઠા વિજુ, કેમ કંઈ માલમ નથી ?

તુજ મહેર જો મુજપર સદા તો કોઇની પરવા નથી !
**ब्रह्मास्मीति** સમજ્યા વિના તરણી બીજી તરવા નથી !

## વિભુને વિજ્ઞપ્તિ.

નિગાહ કર નાથ ! હું દર્દિ દિલે દુઃખ આજ છું સ્હેતો,
હકીમ ! હિકમત ચલાવી તું પ્રભો ! કાં મહેર ના કરતો ?
બિરાદર ! બહુ ભવે ભટકયો, ખૂબી આ ખલ્કની જોઇ,
સકળ વિશ્વે વફાઇના ખજાના હોય શું કોઇ ?
બીચારૂં ભોળીયું પંખી થતું આશક અહિં ગુલપર;
કદર તેની ન ગુલ કરતું અને મરતું અરે, બુલબુલ !
સગાં સંબંધીઓ સર્વે સૂવાડે મોહની જાળે,
ફરેબોમાં ફસાતાને જિગર આળું સદા બાળે !
અહિં ઔદાર્યના પાઠો શીખે ના શીખવે કોઇ;
ઝબાનોના તિરસ્કારે મરૂં બેમોત હીઝરાઇ.
ઘણી તકસીર કીધી મેં નથી માઠાશ જીવિતમાં;
હવે હારી કરૂં દાવો પ્રભો ! તારી અદાલતમાં.
અરે, દિલકશ, પિતા ! તારો સદા છે આશરો મારે;
મુનાસિબ છે નજર કરવી અખિળપરવર ! પ્રભો ! તારે.
બધી આ બેકદર જહાંમાં જીવું તુજ વસ્લની આશે;
અરે, ઇતબારથી શું આ બલા અળગી નહિ થાશે

પિતા ! દિલબર, રહેમત કર ! નઝર બક્ષી સખાવત કર !
મહર કર ! દીન હાલત પર, ફીદા તારી કરામત પર !

---

## અનુવાદ પચ્ચીસી.

---

જે સંતોષ વિષે ગણે સુખ સદા ના ખિન્ન તે તો બને !
જે લોભે વળગેલ છે જગતમાં તેની ન તૃષ્ણા ટળે !
સંતોષી સુખ માની લે મન થકી, લોભી ન રીઝે જરે;
ત્યારે કેમ રચ્યો હશે કનકનો મેરૂ વિધિએ અરે ! ?

× × × ×

દેશોદેશ ફર્યો સહી દુઃખ અતિ ના લાભ કાંઈ થયો,
સેવા માન મૂકી કરી કૃપણની ના અર્થ તેથી સર્યો;
શંકા કાગ સમી ધરી પરગૃહે રે, માન મૂકી જમ્યો !
તૃષ્ણા ! પાપિણી તોય તું હજુ નહિ સંતોષ પામી અહો !

× × × ×

છે આ નિત્ય, અનિત્ય એમ મનમાં હંમેશ જે ચિંતવે,
આહારે મિતતા, દયા દીનજને, ને પ્રીતિ સાધુ પરે;
બોલે બોલ મીઠા સદા વળી તજે મિથ્યા અભિમાન જે,
તે સદ્‌ભાગી તપસ્વી છે, અહ, સદા પ્રીતે પ્રભુને ભજે.

× × × ×

આકાશે ભટકે રવિ, વળી પીડા તેને સદા રાહુની,
દેખું ચંદ્રશીરે ઉપાધિ પણ કે જે છે કળાનો નિધિ;

દેવોની ભૂમિ નાશ ને ઉદયના ચક્રેય આવી જતી,
પ્રાણીને દુઃખ થાય લેશ પણ ના; એ સ્થાન ક્યાંએ નથી !

× × × ×

ત્યાગી સ્વાર્થ પ્રીતિ કરે પરહિતે એ શ્રેષ્ઠ લોકો ગણો,
સ્વાર્થે હાની ન થાય ને હિત કરે, સામાન્ય એને ભણો;
સ્વાર્થે નિત્ય કરે અહિત પરનું એ રાક્ષસો છે અરે !
બીજાના હિતને હણે જન વૃથા, ના ઓળખું કોણ એ ? !

× × × ×

સાધુને જીભ એક, બે ભુજંગને, બ્રહ્માજીને ચાર છે,
સ્વામીકાર્તિકને મુખે છ જીભ છે, અગ્નિમુખે સાત છે,
રાવણને દશ, શેષને ક્રમ સદા રે, બે હજારેકનો,
કિન્તુ દુર્જનને મુખે નિયમ ના લાખો-કરોડો તણો !

× × × ×

લક્ષ્મીથી થઇ અંધ ઉદ્ધત બન્યા મિથ્યાભિમાને અરે,
મારૂં તારૂં મમત્વ એમ કરીને કેદી બન્યા આખરે;
ભિક્ષુ બ્રાહ્મણ દેવ કે ગરીબને સ્વપ્ને ન આપ્યું કદા,
રે, રે, મૂર્ખ જીવો ! વૃથા ધન જગે સંચ્યું ગણું સર્વદા !

× × × ×

શોભે હાથી મદે, જળો કમળથી, ને રાત્રી પૂર્ણેન્દુથી,
શીલે સુંદરી, વેગથી તુરગ ને મંદિર આનંદથી,
વાણી વ્યાકરણે, સભા સુજનથી, હંસેજ દીપે નદી,
સત્પુત્રે કુળ, પૃથ્વી સૌ નૃપવડે, ત્રિલોક વિષ્ણુથકી.

× × × ×

પુણ્યે મૂર્ખ બને અહીં ધનપતિ, સેવે ભણેલા જનો,
વિશ્વે એ ઉપકારી થાય વળી કૈં ધર્મી બને એ ખરેઃ
ફેલાવે ગુણ ઉજળા કપુરશા બન્દિજનો આ જગે,
નારીને મન ભાવશે, ઉદય સૌ પુણ્યે ન કોનો બને ? !

× × × ×

બાળ્યું ખાંડવ અર્જુને અતિરૂડાં જ્યાં દિવ્ય વૃક્ષો હતાં.
લંકા રાવણની પ્રજાળી સઘળી વાયુસુતે એકદા;
શંભુએ રતિનો પતિ પલકમાં બાળ્યો; તથાપિ અરે !
લોકોનું દુઃખ કોઇએ નવ હર્યું દારિદ્રય બાળી જગે ! !

× × × ×

વસ્ત્રો ચર્મતણાં, ધરેણું શબના માથાનું ને ભસ્મનું,
રાખે આખલું એક કે હળવિષે જે ના કશા કામનું;
સંપત્તિ સહુ જોઇ શંકરતણી ગંગા ગયાં સાગરે !
રે, રે, નિર્ધનને પ્રિયા પણ તજે ! છે કષ્ટ એવું ખરે ! !

× × ×

લાંબા તીક્ષ્ણ નખો તથા વદનમાં દાઢો દીસે બાહ્ય ને
આયુધો અતિશે પ્રચંડ ધરતા અત્યંત વિકાળ જે,
હે લોભી ! યમદૂત એ અરરર, ના ખેંચે તને જ્યાં સુધી.
દેજે દાન રૂડે દિને હિત થવા રે, ભાઇ ! તું ત્યાં સુધી.

× × × ×

જાણ્યું કેમ ન હોય છે પરસ્ત્રીને લેવાથી એ રાવણે!
જાણ્યું કેમ ન હેમનો મૃગ કદી ના હોય એ રાઘવે?
જાણ્યું કેમ ન દ્યુતથી અહિત સૌ છે એમ યુધિષ્ઠિરે?
જેનું દુઃખથી મૂઢ છે મન અરે, સદ્બુદ્ધિ તેની ટળે!!

× × × ×

દેવોના મુકુટે વસે, અખિલને જે પ્રાણથી પ્રિય છે;
એવા કૃષ્ણ પ્રભુ અનુગ્રહ કરી બે શબ્દમાં બોધ દે,
"માયાના સહુ ક્લેશનું મૂળ અહિં કામાદિ ત્રણે અહો!
"ઇચ્છા જો પુરુષાર્થની પરમ તો ઉદ્યોગથી તે તજો!!

× × × ×

કોઠે પાચન અન્નનું નથી થતું રે! પુત્ર, હાવાં મને,
શક્તિ ક્ષીણ બની જરાથી, ગુણ ના દેખાય કૈં ઔષધે;
ચાલું તો ગરણે નથી બળ કશું, નેત્રે ન જોવાય, રે!
સંસારી ધનલોભમાં લીન થઇ હા! હાય ઝૂરી મરે!!

× × × ×

ચિત્તે ક્લેશ અનેક હોય તદપિ સાહિત્યથી તે શમે,
બીજા પાસથી સાંભળ્યું યદિ જરા ઇચ્છા ફરી થાય છે;
જ્ઞાની, મૂર્ખ બધાયને વશ કરે એ એક શક્તિ અહા!
માટે સંચય સર્વ કોઇ કરજો સાહિત્યનો સર્વદા.

+ + +

ક્રામે વ્યાકુળ જો થયો સુજન તો કર્તવ્ય તે ભૂલશે,
વારે સ્નેહ ધરી સદા સ્વજન તો ચિત્તે ન તે ધારશે;
નિષ્કામી હિય વિક્રિયા નવ ધરે કામાદિ પીડે છતાં,
જાણ્યું મૂળ અનર્થનું મદન છે રે ! ભાઇ, નક્કી સદા.

\+ \+ \+ \+

છે નિવારણુ અગ્નિનું જળવડે, છત્રીવડે તાપનું,
દંડે ગર્દભ-ગાયનું, વળી ઝીણા અંકુશથી હસ્તીનું;
વ્યાધિ ઔષધથી ટળે, વિષ વળી મંત્રાવડે ઉતરે,
શાસ્રોમાં સહુના ઉપાય; પણ ના મૂર્ખોતણા કૈં જડે !

\+ \+ \+

સેવા ના ગુરુની કરી વિધિવડે, દેવો નપૂજ્યા કદી,
સંબંધી જનની વળા નહિ અરે, સ્નેહે કરી ચાકરી;
તારૂં ધ્યાન ધર્યું સરસ્વતી ! સદા મેં માત્ર સર્વે ત્યજી,
તેથી ત્યાગ કરે સપત્ની તવ જે લક્ષ્મીજી ઇર્ષ્યા ધરી !

\+ \+ \+ \+

ખાવા દે કદી બાળકો ટળવળે, ને ભૂખથી દુબળી,
પૂરાં વસ્ત્ર વિના સતી શરમથી વાળી શકે ના ફળી;
આહા, દુઃખ ભરેલ આ જીવનમાં દારિદ્રયનો વાસ છે !
કિન્તુ થાય વિરાગના જગતથી આશ્ચર્યની વાત છે ! !

\+ \+ \+ \+

શું આશ્ચર્ય નીતિજ્ઞ જો નરપતિ ધાર્મિક થાયે કદી ?
શું આશ્ચર્ય ભણેલ કો શ્રુતિ બને ભૂદેવ પંડિતજી ?
તે આશ્ચર્ય ગણાય યૌવનવતી સાધ્વી બને સુંદરી !
તે આશ્ચર્ય ગણાય જે ગરીબની પાપે ન વૃત્તિ જરી !!

+ + + +

લક્ષ્મી ! મત્સર રાખી તું ગુણીજને, શું મૂર્ખને દ્રવ્ય દે ?
ના હું મત્સરિણી નથી અબુધની પ્રીતિ વળી ના મને,
અજ્ઞાની જનને દઉં ધન ઘણું, છે હેતુ એમાં ખરો !
વિદ્વાન્ સર્વ પૂજે જગે નહિ બીજે રે ! મૂર્ખને આશરો !

+ + + +

શું ના ભાર જણાય કૂર્મ શીરને ? કે પૃથ્વી ફેંકી ન દે !
શું ના થાક જણાય સૂર્ય પગને ? કે સ્થિર બેસે ન તે !
શું લજ્જા નવ થાય શ્રેષ્ટ જનને ? કે કાર્ય છોડી ન દે !
હા, હા, કામ લીધેલ જે શિર સદા મોટા જનો ના તજે !!

+ + + +

જેણે ત્યાગ કરેલ ચંદન અને માલાદિ ભોગો સદા,
તેને ધ્યાનનું સ્થાન આ જગતમાં ના શોધવાનું કદા;
કિન્તુ ભોગવિષે સદા પ્રીત કરી જે કામીઓ લીન છે,
તે તો જાય ભલે ગિરિકુહર કે ગંગાતીરે, વ્યર્થ છે !!

## અભિનન્દન.

વિષ્ણુ, વાસવ ને વિરંચી સુર સૌ કલ્યાણ કોટી કરો,
દેવી શારદ શાન્તિદા હૃદયમાં જ્ઞાનાબ્ધિ ભાવે ભરો;
વાધો રિદ્ધિ અનેક સિદ્ધિ યશ ને સંપત્તિ આ વર્ષમાં,
ચાહું આપ મુબારકી નવદિને વ્હાલો અતિ હર્ષમાં.

આયુઃ વત્સર સો વિપત્તિ હણીને ગાળો પ્રશાંતિવિષે,
જામો પુત્ર, સુપોત્ર ને નવનિધિ, ભક્તિ જગાધીશ્વરે.
મિત્રોના સહવાસમાં સુખદ કૈં શાન્તિ અનેરી લહો;
સેવાધર્મ ધરી સદા ધીર થઇ દેશોન્નતિને ચહો.

## પ્રાતઃસ્તવન.

હવે ના છોડશો સ્વામી ! તમારો દાસ ધારીને;
ન રજ્જુ કાપશો વ્હાલા ! ઊંડે કૂવે ઉતારીને.

સિતમ કીધો વિકારોએ, અને માઠા વિચારોએ;
ભમાવ્યો હા ! હજારોએ, ભમ્યો મઝહબ વિસારીને.

વિષયના ઘેનમાં ભૂલ્યો, વૃથા સહુ વાદમાં ડૂલ્યો;
હવે એ ભેદ સહુ ખુલ્યો; અલખ જ્યોતિ વિચારીને.

વિષમ વ્યાધી જહાંના જે, જિગરને કૈં ઝખમ દે છે;
હકીમ હુશિયાર પ્યારા, તે હણો કાતિલ બિમારીને.
અધમ થઇ મેં ગુન્હા કીધા, વિપથ બસ હા, બધા લીધા;
બતાવો રાહ કંઇ સીધા; અરજ મારી સ્વીકારીને.

## શારદા સ્તવન.

જય દેવી, ભારતતારિણી, જયદેવી પુસ્તકધારિણી !
વંદન કરૂં, ચરણે ધરૂં મુજ શિર્ષ, જગસંચારિણી !

તુજ મહેર અમપર સ્થાપજે, નવી આશ અમને આપજે !
કરૂણા કરી, દુઃખ સો હરી, બસ મેલ મનનો કાપજે !

પ્રિય માત અઘસંહારિણી, વાગીશ્વરી, ભવતારિણી !
જય શારદે, સુખકારિણી, નિજ ભક્તજનપરિતોષિણી !

મંજુલ વીણાસૂર સાધજે, રસરેલ અહીં રેલાવજે;
કલ્યાણિની, ઉદ્ધારિણી સર્વત્ર જય ઉચરાવજે !

## પ્રભો ! હું બાળ તારો છું.

પ્રભો ! જેવો ગણે તેવો, તથાપિ બાળ તારો છું:
તને તો લાખ છું જેવા; પરંતુ એક મારો તું.
નથી શક્તિ નીરખવાની,

નથી શક્તિ પરખવાની,
નથી મતિ ધ્યાન ધરવાની,
તથાપિ બાળ તારો છું.

નથી જપ જાપ મેં કીધા,
નથી કંઇ દાન પણ દીધાં,
અધમ રસ્તા સદા લીધા,
તથાપિ બાળ તારો છું.

નથી મેં ગ્રંથ કો જોયો,
નથી મનમેલ મેં ધોયો,
જૂઠી જહાંમાં અરે, મોહ્યો;
તથાપિ બાળ તારો છું.

કરી ના સંતની યારી,
પરસ્તી ના કરી તારી,
ઉરે સંતાપ છે ભારી,
તથાપિ બાળ તારો છું.

ચિદાત્મા બ્રહ્મ ઓ પ્યારા,
ગુન્હા કર માફ સૌ મારા,
ભુલ્યો ઉપકાર હું તારા,
તથાપિ બાળ તારો છું.

દયા કર દુઃખ સૌ કાપી,
અભય દે શાંતિ પદ આપી,
પ્રભો, હું છું પૂરો પાપી,
તથાપિ બાળ તારો છું.

કૃપા કર હું મુંઝાઉં છું,
સદા હિજે રિબાઉં છું;
પિતા, તુજ ધ્યાન ચાહું છું.
પ્રભો ! હું બાળ તારો છુ.

---

## ખીલતી કળીને.

---

અયિ, ઓ કલિકે ! ખીલતી તું રખે !
તુજ સૌરભ કોઇ નહિ પરખે !
મધુપો ચુમશે, દિલડું દમશે !
તુજ દેહ કળી સખી, ભ્રષ્ટ થશે !

સુંઘી સૌરભ કોઇ તને તજશે !
કચરા મહીં આર્ધીન દેહ થશે !
વળુ અંતરમાં વસમા પડશે !
સુરખી તવ એમ વિનષ્ટ થશે !

ખીલવું ન અરે, જગ પ્રેમ પરે !
ક્યમ અંધ કને અરીસો તું ધરે !
સ્વર કોકિલનો, અતિ હોય તીણો;
વદ કિંમત કોઇ કરે બધીરો !

કરવા ઝડતા ઝાડની સમીપે,
અથવા ખીલતું જઇ ઠંડા પદે;
તુજ હિંમત ત્યાં વધશે બમણી,
શીખ લે પ્રિય, એ કલિકા ખીલતી !!

---

## અમે !

---

સ્વદેશીની સદા સેવા અમે સહુ માગનારાઓ,
ગરિબોની દુવા હરદમ અમે સહુ યાચનારાઓ.

ખલકના ખેલની બાજી, દીવાનાને કરે રાજી;
છટાથી એ થકી મરજી અમે મગરૂર થનારાઓ.

અલખની ધુન જગાવીને, લગન પ્રભુમાં લગાવીને;
વિષયથી દિલ ડગાવીને, જહામાં મ્હાલનારાઓ.

અગમની આશ ધારીને, અલખ મસ્તી વધારીને;
ફિકર છોડી ફકીરીને, સદા સહુ વ્હોરનારાઓ.

મસીદ કે મંદીરે દોડી, કિતાબો ધર્મની તોડી;
દખલના એ હવે છોડી ખુદાને ખોળનારાઓ.

---

# ૐ કાર હું રટનાર છું.

માલેક હું મિસ્કીન તારી બંદગી કરનાર છું.
કરવા કદમબોસી પ્રભો! તુજ પાયમાં પડનાર છું.

ગાફિલ છું, જાહિલ છું. ગુમદિલ ને લાચાર છું.
હેવાન છું, નાદાન છું, બેઇમાન ગુન્હેગાર છું.

નાપાક, નાફરમાન પણ તુજ મહેરનો હકદાર છું.
આખિર થા હરદમ હાર! તુજ વસ્લનો ચ્હાનાર છું.

જૂઠી જહાંની સહુ બલાથી દાસ હું બેઝાર છું.
કરવા અગમ ઝાંખી સદા બેસબ્ર ઇન્તેઝાર છું.

ઇન્સાફ ના માગી શકું; કિન્તુ અરજ કરનાર છું.
બૂરાઇમાં બૂડેલ, પણ તુજ મહેરપર જીવનાર છું.

પ્રભુ શું કહું વધુ આજ? અવળા પંથમાં પળનાર છું,
અફસોસ! અંતરમાં સદા પસ્તાપને બળનાર છું

બેગિન્તી ગલતી માફ કર, પ્રભુ, એક હું ગમખ્વાર છું.
સંસારથી હાર્યો હવે મળવા તને તૈયાર છું.

તુજ રોષ જો પરમેશ, તો દિલગીર પારાવાર છું.
બુંડો ભલો પણ નાથ, હું અતિદીન તાબેદાર છું.

તારી કૃપા ને પ્રેમપર ઇતબાર હું ધરનાર છું.
ઇકબાલના સૌ અવનવા પછી ખેલ બસ જોનાર છું.

આ ખલ્કના સૌ ખેલમાં ભટકેલ થઇ ભમનાર છું.
રસબસ બની રતીરંગમાં રખડેલ થઇ રમનાર છું.

ભટકયો ભલે, પણ હરિ હવે તુજ આશરે ઠરનાર છું.
તુજ હિજ્રના મર્ઝે પ્રભુ, મુજ જિંદગી હણનાર છું.

સહુ બેતમાં ગુણ રોજ તારા હું હવે ગાનાર છું.
તજી સહુ ખિલાડી ખલ્કની ૐ કાર હું રટનાર છું.

---

## પતંગને.

---

ભોળા પ્રેમી જીવન સઘળું આમ શાને ગુમાવે?
રે, નાચંતી દીપદ્યુતિ તને ઉગ્ર તાપે તપાવે!
મોંઘું તારૂં જીવન અધુના મોહથી નષ્ટ થાશે!
આ સંસારે પ્રણય સુખડું શું પછી ભોગવાશે?

આશા લાંબી સહુ જગતને હોય છે જીવવાની,
કિન્તુ ઇચ્છા કયમ થઇ તને દેહને હોમવાની?
જ્યોત્સ્ના એની બહિર્વિભવે માનજે તું મઢેલી;
હૈયામાં તો તમસ–સરિતા કાજળે છે ભરેલી!

જાદુગારાં ચપળ નયને રે! ભલા શું ફસાવું?
લ્હાવો લેવા પ્રિય, રસિક, શું વાસ ત્યાં જે રહેવું?
તું ચાહે છે પ્રણયી દિલને, ચ્હાય ના તેટલું એ;
કિન્તુ ભાઇ, તુજ જિગરને બાળવાને ચહે એ!

હું તો તારા મૃદુ હૃદયને ચેતવું છું હજુએ;
શ્રદ્ધાળુ થૈ હિતવચનમાં ઉંડ તું ક્યાંઇ બીજે.
તારા જેવો ભ્રમર પણુ છે મૂર્ખતાનો ખજાનો !
ક્યાંથી શિખ્યા ઉભય જણુ આ પાઠ આધિનતાનો ?

મોહાન્ધોનાં સુખદ સમણાં દીર્ઘ શું હોય ભાઇ ?
તૃપ્તિ તેમાં સતત ઉરને શું મળે લેશ કાંઇ ?
શોધે છે શું મૃગજળ વિષે મેઘનું શીત વારી ?
ને ઇચ્છે તું દહન કરતી મોતની શું પથારી ?

ખેંચી લેવા તુજ હૃદયને નૃત્ય કેવું કરે છે ?
પીવા તારૂં હૃદયઝરણું ખેલ કેવા રચે છે ?
સ્વાર્થી વૃત્તિ કઠિન દિલની શું તને ના જણાએ ?
રે, રે, ભોળા, તુજ હૃદય એ તેજમાં શું તણાએ ?

દીપે છે જે મણિમય શોભા ધુમ્ર છે અંત તેનો !
આ સંસારે સુખસમયનો અંત દુઃખે ભરેલો ! !
એ અંગારો તુજ જિગરને ખાકમાં દાબશે ને
ત્યાગી તારૂં સ્મરણુ મધુરૂં હર્ષમાં મ્હાલશે એ !

તારી પ્રીતિ તુજ હૃદયને માર્ગ આવો બતાવે ?
કે શું પેલો પ્રણુય પય કૈં આજ આવું નચાવે ?
નાચી નિત્યે પરવશપણે શું ગમે આ અવસ્થા ?
કે શું શીખ્યું હૃદય પ્રણુયે દાઝવા જન્મથી હા ! ?

---

# પશ્ચાત્તાપ.

ઓ ઇશ, આવી અવનીમાં તપ તીવ્ર કંઇ કીધું નહિ!
દુઃખ જાય એવું દીનને કદી દાન પણ દીધું નહિ!

ગાફિલ હું ઓ ગુણનિધિ, તુજ ગુણ કદી સમજ્યો નહિ!
પરિતાપ અંતરનો પિતા, લવલેશ પણ વિરમ્યો નહિ!

ડહોળી વળ્યો દુનિયાં બધી; પણ સાર મેં દીઠો નહિ!
ખાધું, પીધું ખાંતે છતાં એ સ્વાદ કંઇ મીઠો નહિ!
આલમ તણી અજ્ઞાનતા અફસોસ, કંઇ સ્હેવાય નહિ!
અન્તર્દશા એવી બની કે કોઇને કહેવાય નહિ!

તારી કૃપા ને પ્રેમનો ઉપયોગ કંઇ કીધો નહિ!
ઓ નાથ! આ અવતારનો લ્હાવો કદી લીધો નહિ!

ઇન્સાફ શું માગું અરે, ઉઠ એક પણ મારો નહિ!
કિન્તુ નમી વિનતી કરૂં વિભુ, કાંઇ કંઇ ધારો નહિ!

હું મૂર્ખ છું પણ નાથ! તુજ રહેમત વિના રહેવાય નહિ!
ઇતબાર ખુદ તુજપર પિતા!, દુઃખ લેશ આ સ્હેવાય નહિ!

પ્રભુ, માફ કર; પ્રભુ માફ કર; દરકાર શું જરીએ નહિ?
હું સ્નેહહીણો તોય તારો, રોષ કૈં ધરશો નહિ!

મહી બાળ બન્દાની વિભુ, પળવાર પણ ચુકશો નહિ!
વાહી વરત ભવકૂપમાં અધવચ કદી મૂકશો નહિ!

આ લોકના પ્રભુ! મોહમાં કદી હોંશથી રાચું નહિ!
તારી કૃપાવિણ વિશ્વમાં વિભુ! અન્ય કૈં યાચું નહિ!

# ગુજરાતીઓ.

ગુજરાતીઓ, ગુજરાતીઓ, બસ વીર અમે ગુજરાતીઓ !
અમ માત એ ગુજરાત ! એના પુત્ર સૌ ગુજરાતીઓ !
બ્રાહ્મણ, વણિક, રજપૂત, શુદ્રો સર્વ બસ ગુજરાતીઓ !
નહિ નીચ કે નહિ ઉચ્ચ કો સરખા અમે ગુજરાતીઓ !

ગુજરાતમાં જન્મ્યા, વધ્યા 'ગુજરાતી' તે ગુજરાતીઓ !
જાણો મુસલમિન, પારસી એ પણ નકી ગુજરાતીઓ !
નિજ કર્મ-ધર્મે પૂર્ણ રહીએ વીર સૌ ગુજરાતીઓ !
કુંઘ માતનું દીપાવીએ ધરી લાજ દિલ ગુજરાતીઓ !

સજી પ્રેમ, તજીને વહેમ, બહુ ઉન્નત બની ગુજરાતીઓ !
ઉચ્ચારીએ યશ માતનો સર્વત્ર સૌ ગુજરાતીઓ !
જડવાદ, મિથ્યાગર્વ, ઇર્ષ્યા સર્વ તજી ગુજરાતીઓ !
નવજીવન સંપાદન કરી સુખ માણીએ ગુજરાતીઓ !

વળી કલેશ કૂડા ટાળી લઇ રસ લ્હાવ સૌ ગુજરાતીઓ !
માતા તણાં મંજુલ રવે ગીત ગાઇએ ગુજરાતીઓ !
બાજ ઐક્યનો લઇ ઘુમીએ સર્વત્ર સૌ ગુજરાતીઓ !
જય જય સદા પ્રસરાવીએ જગમાં અમે ગુજરાતીઓ !

# કાઠીઆવાડ.

પ્રિય, દિવ્યભૂમિ ! કાઠીઆવાડ ! તને વંદન કોટી કરૂં;
જય, કર્મભૂમિ ! તુજ તનુજો દુઃખ તુથી સૌ કરતા પરૂં.

શો મહિમા શ્રેષ્ટ અહો ! માતા, જગમાં બસ તું અતિ વિખ્યાતા,
સહુ લોક સદા તુજ ગુણ ગાતા.— પ્રિય.

અતિ રમ્ય, મનોહર ને વરદા, રસકસથી પણ ભરપૂર સદા;
વળી સ્વર્ગસદન જેવી સુખદા.— પ્રિય.

શી ઝાડી વિશાળ રહી જામી, નહિ ફળ–ફૂલની પણ જ્યાં ખામી;
જગમાં તું સ્થાન ઉંચું પામી.— પ્રિય.

કંકરમય રમ્ય રૂડી ધરણી, વહેતી કંઈ મિષ્ટ જળે ઝરણી;
સુરખી તુજ સુંદર મનહરણી.— પ્રિય.

કલરવ કરતાં વિહગો વિચરે, પશુઓ પણ રોજ પ્રમોદ ધરે;
નદીઓ મનરંજન ખૂબ કરે.— પ્રિય.

અતિ પુનિત ગિરિ ગિરનાર અને, શેત્રુંજય, બરડો સર્વ તને;
કમનીય કરી કમનીય બને.— પ્રિય.

તુજ રક્ષણ સાગર રોજ કરે, ત્રણ દિશ ઉમંગ ધરી વિચરે;
ઘુઘવાટ સુણી અરિ બ્હીક ધરે.— પ્રિય.

અબળા પણ જ્યાં બળવાન દીસે, નીતિથી નવ જે તલભાર ખસે;
કુળદુપતા વળી જ્યાં ખૂબ હસે.— પ્રિય.

નરસિંહ અને દલપત્ત વળી, કવિ સૂર તણી પણ માત ભલી;
ખરી સાક્ષરતા રહી જ્યાં સઘળી.— પ્રિય.

બહુ બહાદૂર જ્યાં નરવીર થયા, ઇતિહાસ વિષે સહુ દીપી રહ્યા;
હજુએ યશ ચારણ ગાઇ રહ્યા — પ્રિય.

અતિ ખેતર-વાડી કડોળ તણાં, વળી શેરડીસ્વાદ વિષે ન મણા;
વખણાય ભલા ઘઉં ભાલતણા.— પ્રિય.

નીપજે અહીં અશ્વ બહુ બળીઆ, જન નિધન તોય દયાથી ભર્યા;
વળી કૃષ્ણ પ્રભુ અહીં સ્થિર ઠર્યા.— પ્રિય.

અતિ પુનિત સ્થાન પ્રભાસ ભલું, જહીં યાદવ જોર પડયું નબળું;
પણ તીર્થ મનાય જગે વિરલું.— પ્રિય.

બહુ દીન તું ભૂમિ ગણાય અરે, પણ પુત્ર નહિ ગુણ કો વિસરે!
સમયે સહુ સ્થિતિ સદાય ફરે.— પ્રિય.

પ્રિય, દિવ્ય, પૂરાણભૂમિ! પ્રણમું, ચરણે પડી હેતી, સદાય નમું;
ધરી પ્રેમ બની મદમસ્ત ઘુમું.— પ્રિય.

---

## પ્રભુને પ્રશ્ન.

---

પ્રભો! અન્યાય આ કેવો? સતાવે સાચને શાને?
જૂઠા જગમાં સદા ફાવે; રીતી એવી કરી શાને?

કૃપણને દ્રવ્ય દે ક્રોડે, પીડા પામે ઉદારાત્મા!
ગુણીજન ગુપ્ત રાખીને, અધમને માન દે શાને?

રીબાવે સાધુઓ શાણા, અસાધુ મોજ બહુ માણે !
બીરૂને ભવ્યતા આપી, શૂરાને દુઃખ દે શાને ?

મળે ના ટુકડો ખાવા, ઘણાં ત્યાં બાળકો આપી;
ધનીને ઘેર કયમ રાખે જરા માટી તણી ખામી ?

દીધું જો સ્નેહનું હૈયું, કર્યો શું વહેમ સ્નેહીમાં ?
વિરહ તેં જો સૃજ્યો વ્હાલા ! રચી પ્રીતિ પછી શાને ?

વૃથા દઇ ફૂલ આવળને, ખરી શોભા સદા દીધી !
રચ્યું ના પુષ્પ સહકારે ! પ્રભો, એ ભૂલ કયમ કીધી ?

સતીને દુઃખ આપીને, સુખે શું શંખણી રાખે ?
અબુધને અગ્રણી કરીને, જગે જગનાથ ! શું સ્થાપે ?

ભૂલો ભગવાન, શું કહેવી ? શ્રવણ કર આટલું કાને !
પીડા દઇ પુણ્યશાળીને, પતિતને લાભ દે શાને ?

---

## પંચ–શલ્ય.

---

સદા ભરતખંડ આ સદનશી ગણું હું મને,
સદા સ્વજન–જન્મભૂ મમ હૃદે અતિશે ગમે;
છતાં સદન–ઐકય તો લવ નહિ કદી ભાસતું !
કુટુંબ–કલિ–દુઃખ એ મમ હિંયે ખુંચે શલ્યશું !—૧

ફળો મધુર, મિષ્ટ ને સુરૂપ પ્રાપ્ત શાં થાય છે,
પરંતુ જન માંસ લૈ સુરુચિ પ્રેમથી ખાય છે!
નિવૃત્તવચ ના અરે! અદય લોક કો માનતું,
અસંખ્ય પશુઘાત એ મમ દિલે ખુંચે શલ્યશું!—૨

ઉદાત્ત બહુ ધર્મ છે જગવિષે સદા હિન્દનો,
વિમુગ્ધ થઇને ગ્રહે સુરીતથી વિદેશી જનો;
સ્વધર્મરતિવર્ધને પણ ન કો અહીં રાચતું,
સ્વધર્મલય દુઃખ એ મમ દિલે ખુંચે શલ્યશું!—૩

સુવર્ણભૂમિ હિન્દ છે;' કથન અન્યરાષ્ટ્રો કથે,
સદૈવ વિપુલા જહીં સકળ શાસ્ત્રવિદ્યા વસે;
છતાં ઉદરપોષણે દુઃખ જનોતણું છે વસ્યું!
સ્વકીય જનદૈન્ય એ મમ દિલે ખુંચે શલ્યશું!—૩

નિરાશ્રિત શિશુ—સ્ત્રીઓ—પુરુષ છે સહસ્ત્રાવધિ,
અનાથ વળી અન્ન કે વસન જ્યાં મળે ના કદી;
સદાશ્રય વિના કહો દુઃખ શું દૂર થાયે કશું?
અનાથજન—દુઃખ એ મમ દિલે ખુંચે શલ્યશું!—૪

---

## વર્ષાની વાદળીને.

---

અયિ, વાદળી, જળઘોધ તારો ધરણીતલમાં રેલજે,
નભગંગ, તું અમ જીવનમાં અમિમય વિમળ જળ ઢોળજે;
તુજ મૃદુલ, સુખદા, શીત લહરી રસભરી પ્રસરાવજે,
રસબસ કરી નવી આશ અંતરમાં પછી અંકાવજે.

સંતપ્ત વસુધા ઠારજે, બળ ગ્રિષ્મનું અટકાવજે.
નદી, નિર્ઝરો છલકાવજે, સર, સિન્ધુ પણ ઉછળાવજે;
કોકિલકુજન સમ મધુરરવથી વિશ્વ આ હરખાવજે,
ઘનતિમિરપટમાં ધવલ નવલી દામિની ચળકાવજે.

જગમંડપે દ્રવિ અભ્રથી નરનાર સહુ હરખાવજે,
અતિમલિન આ જગપંકને તુજ વ્હેનમાં ઘસડાવજે;
પય મિષ્ટ અહીં ટપકાવજે, ઝખમી હૃદય આશ્વાસજે,
સ્નેહાંકુરે અમી સીંચજે, જય જય પછી ઉચરાવજે.
મૃદુ સમિરતુરગારૂઢ થઇ રસદા ત્વરિત અહીં આવજે,
આમ શુષ્ક-રસહીન જીવનમાં ફરી હેલી અમી વરસાવજે;
વળી ઇન્દ્રધનુ સમ જીવિત કંઇ અયિ વાદળી રંગાવજે,
પળવાર કવિવર વિરલ વિદનો મુદિત થઇ મલકાવજે.

---

## દેશ પ્રેમ.

જે સ્વર્ગ છે સંસારનું, ક્રીડાનિકેતન ઇશનું,
પ્રિય ધામ પ્રકૃતિનું, વળી અવતાર સ્થળ પરમેશનું,
જે સભ્યતા, શુભ જ્ઞાન, વિદ્યા, શાંતિસુખનું ધામ છે,
તે દેશ મારો હિન્દ; મારૂં એજ ઠરવા ઠામ છે.

દાતાર જે સહુ સિદ્ધિનો, વળી રિદ્ધિનો ભંડાર જે,
ચિર શાન્તિપ્રિય, અનુપમ, વળી અતિ માનધનત્રિરતાર છે,
પ્રખ્યાત અવનીતલવિષે, આદર્શ આદરણીય જે,
તે દેશ મારો હિન્દ; એનું નામ શુભ સ્મરણીય છે.

જ્યાં પુણ્યફલદા, આત્મવિદ્યાનો સદા ઉત્કર્ષ છે,
જીજ્ઞાસુ જ્યાં ટોળે મળે એ દેશ ભારતવર્ષ છે,
અધ્યાત્મના આદેશથી જેને જગત્ગુરુપદ મળ્યું,
તે દેશ મારો હિન્દ; એને નિત્ય હું વંદન કરૂં.

## કરમાઈ જતા કુસુમને.

સુરખી હમણાં પ્રસરી રહી છે,
તુજ પાંખડીઓ હજુ તો વિકસે,
તવ સ્નિગ્ધ પરાગ હજુ ઉરના,
અલિ અંતરને રીઝવે ન જરા.

દૂર પ્રાચીવિષે રવિયેય હજુ,
નિજ બાળપણું નવ લેશ તજ્યું,
અહ, શૈશવમાં મરવુંજ ગમ્યું!
ફૂલ! શું જગમાં વિષપાન કર્યું?

ન વિકાર કશો ઉપજ્યો હૃદયે,
હજુ બાલીશતા વહને ઝળકે,
અતિ સુંદર આ તુજ અંતર જે,
અહ, કાળમુખે પ્રિય કાં પટકે?

કુમળું તનડું કરમાઈ જશે!
દીન ભૃંગ નિમાસણમાં પડશે!

તુજ કંટકમાં શયનો કરશે !
પ્રણયી વિરહે વપુને તજશે !

અમિનું ઝરણું તવ સ્થિર થશે,
દીન વલ્લરી હાય વિરૂપ થશે,
શિથિલાં નિજ ગાત્ર કરી રડશે,
સહકારથી એ અલગી બનશે !

અનિલો સુરભી વિણુ આથડશે,
વીચિઓ દુર્ગંધ તણી વહશે,
મૃદુતા જવ માલિક સંહરશે,
રસીલાં હૃદયો પછી ક્યાં ઠરશે ?

મધુરી નમતી તુજ પાંખલડી,
નવ જોઈ શકે અમ આંખલડી,
અહ, કાળ અતિ ક્રૂર શું બનશે ?
જગમાં તુજ જન્મ શું વ્યર્થ જશે !

વસતું ન ગમ્યું તુજને અહીં શું !
જઈ સ્વર્ગ વિષે ફૂલ શું તું વસ્યું ?
વસજે પ્રિય, વિશ્વપતિ સદને,
સ્મરશું તુજ ગુણુ સદાય અમે.

ફૂલડાં કરમાય યદિ કુમળાં,
પણુ વાસ ભરે જનના ઉરમાં,
અહીં નષ્ટ થયું તુજ રૂપ છતાં,
સ્મૃતિ વાસ કરે અમ અંતરમાં.

---

# બાળકોને વંદીએ !

કાલું-ઘેલું બોલનારાં,
ખેલ રૂડા ખેલનારાં,
ગૃહને શોભાવનારાં,
બાળકોને વંદીએ !

મુનિસમ મ્હાલનારાં,
દુઃખને ભૂલાવનારાં,
હસીને હસાવનારાં,
બાળકોને વંદીએ !

કપટ ન જાણનારાં,
મીઠી મોજ માણનારાં,
ઉમળકા આણનારાં,
બાળકોને વંદીએ !

પ્રીતિ રસે રાચનારાં,
પ્રેમદાન યાચનારાં,
જ્ઞાન નવું સંચનારાં,
બાળકોને વંદીએ !

મેલું તન રાખનારાં,
મનમેલ કાઢનારાં,
નીતિપથે ચાલનારાં,
બાળકોને વંદીએ

કામ ક્રોધ બાળનારાં,
હઠયોગ પાળનારાં,
રાગદ્વેષ ટાળનારાં,
બાળકોને વંદીએ !

હુકમ ઉઠાવનારાં,
ભેદભાવ ભૂલનારાં,
રમીને રીઝાવનારાં,
બાળકોને વંદીએ !

દેખે તેવું શીખનારાં,
આનંદમાં નાચનારાં,
પ્રેમને પીછાણનારાં,
બાળકોને વંદીએ !

---

## પ્રાસ્તાવિક, દશાનુવાદ.

નિંદા કરે સુજન સૌ અથવા વખાણે,
આવે યથેચ્છ ધન કે કદી જાય સર્વે,
આજે મળે મરણ કે બહુ યુગ વીતે,
ધીરા જનો ન પદ ન્યાયપથેથી ચૂકે.

* * * *

ચૈતન્યરૂપ મણિ છે બહુ તેજવાળો,
અજ્ઞાનથી શરીર–અંધકૂપે પડેલો,
કાઢે બહાર બસ એજ કૃતાર્થિ જાણું,
ને ઇશની પરમભક્તિ કરી હું ગણું.

*   *   *   *

કોપે યદિ વિધિ અતિશય હંસશીરે,
નક્કી હણે કમળનું વન સર્વ તો એ;
કીર્તિ અરે, પયથી પાણી જુદું કર્યાની,
વ્યક્ષાય ના હણી શકે ! કરૂં વાત કોની ?

*   *   *   *

હે કોકિલા, બધિર લોકની ભૂમિમાં આ,
શું છે પ્રયોજન મીઠા તવ ગાનનું હા ! ?
જે છે અભાગી નહિ કિંમત જાણનારા,
રંગે જુદો ન જરી કાગજ માનનારા.

*   *   *   *

રાખે ગુણે ખુશી પિતા, બસ એજ પુત્ર,
જે સંગી છે સુખદુઃખે, બસ એજ મિત્ર;
સ્વામીતણું હિત ચહે, બસ એજ પત્ની,
પામે ત્રણેય જગમાં જન પુણ્યશાળી

*   *   *   *

સકળ જન નમે છે બીજના ચંદ્રમાને,
પુનમતણી કળાને કોઇ લોકો ન માને,

અતિપરિચય થાતાં માન કો'નું ન જાયે,
નવિન નવિન વ્હાલું લોકની પ્રકૃતિ એ.

*    *    *    *

પુનિત કરતી ગંગાપેઠે સતી જગને સદા,
નમન કરવું તેને, નિંદા નહિ કરવી કદા;
કુળદીપક ને પૃથ્વીપાળો, ગુણી ગરવા અહા,
સતી પ્રસવતી પુત્રો એવા અનેક અહીં સદા.

*    *    *

મૃત્યુ પાસે જીવ સકળને આજ કે કાલ જાવું,
જન્મ્યું એનું મરણવિણ રે હોય ના કાંઇ થાવું;
કિન્તુ લોભી ધનતણી પ્રીતિ સર્વથા ત્યાગીને હા !
શ્રેષ્ઠ સ્થાને જઇ વિલસવા યત્ન કૈં આદરે ના !

*    *    *    *

થયા ન રાજી બહુ રત્ન પામી, ડર્યાં ન દેવો વિષ આવ્યું તેથી;
વિરામ પામ્યા ન સુધા વિના તે, ન નિશ્ચયે સત્પુરુષો ફરે છે.

*    *    *    *

નઠરાને યાચી જરાક ધન સંપ્રાદન કર્યું,
લુંટાવાની બ્હીકે અવનીતલ ખાડો કરી ધર્યું;
પરંતુ પેશી ત્યાં ધન લઇ ગયો ઉંદર દહે,
ફરે જ્યાં ભાવિ ત્યાં અરર, સહુ સંચ્યું પણ ટળે.



# બોધપાઠ.

---

સરસ માનવજન્મ આ જગે મળ્યો,
તદપિ અંતર મેલ નહિ ટળ્યો;
ન કદિ ધર્મરૂપિ ધનને રળ્યો,
ત્રિવિધ તાપમહીં અમથો બળ્યો.

થઈ ગમાર અધર્મ વિષે પળ્યો,
નહિ કદી નીતિપંથ જરા વળ્યો;
મફત લોટ દળીને જગે દળ્યો,
અરર, અમૃતકુંભ વૃથા ઢળ્યો.

વિષ પીધું રસ ત્યાગી રૂડો ગળ્યો,
વિષયના પરિતાપ વિષે જળ્યો;
સમય જાય વૃથા નવ તેં કળ્યો,
કયમ ધરે શીખ તું શીંગનો સળ્યો !

અરર, લપટ, પાપ વિષે હળ્યો,
થઈ ચતુર સદા વિષયે ચળ્યો;
નહિ કદી મુનિવૃંદ મહીં ભળ્યો,
પ્રભુ ભજી કર જન્મ જગે ફળ્યો.

× × ×

પ્રચુતપાલ પ્રભુપદને વરો,
મનતણા સહુ મેલ તમે હરો

સુજનમાં વસી સદ્ગુણ સૌ ધરો,
નર, કદાપી ગમાર નહિ ઠરો.

હૃદયથી પરશ્રેય કર્યા કરો,
જગતમાં નીતિનાં પગલાં ભરો;
મનતણા પરિતાપ બધા હરો,
વિપદ સાગરને સહસા તરો.

દુઃખદ દુર્ગુણને કરીને પરો,
શમદ માદિક સેવન આદરો;
પ્રભુકૃપા ગણી અમૃતનો ઝરો,
ભવદુઃખે નર, ના જરીએ ડરો.

અબુધ માર્ગ લહે કદી ના ખરો,
થઇ અબુધ ન દુર્ગતિમાં મરો;
પરમ પુણ્યતણું ધન સંચરો,
સફળ જન્મ કરી જગમાં ફરો.

## મન ભ્રમરને.

ઓ માનસભૃંગ, પરિમલ લેવા ભજ તું પૂર્ણાનંદને,
સંસાર વિષે મેળવ તું એ દુર્લભ મધુ મકરંદને.

શી ખીલી રહી પ્રભુની વાડી, કુસુમિત અતિ ઝાડતણી ઝાડી;
તનુતાપ ગુમાવી વિચરં હા'ડી —ઓ.

દવ એ વનમાં નલ હોય કદી, આશ, સંયમ પાલન થાય યદિ;
બહુ સિદ્ધ ગયા બસ એમ વદી. —ઓ.

આત મિષ્ટ પરાગ પ્રભુચરણે, સુખ સત્ય વસે વસુને શરણે;
નવ બીતિ પછી કદીયે મરણે. —ઓ.

વિષયી કુસુમે કદી જો તું જશે, પરિહાસ અતિશય ત્યાંજ થશે
નવ વાંચ્છિત સુખ તને મળશે. —ઓ.

અરવિન્દ વિષે યદિ તું ઠરશે, ગજ ક્રોધ તણી ફૂલડું હરશે;
વિણમોત વિષે પ્રિય, તું મરશે. —ઓ.

ક્ષણભંગુર આ તનડું તારૂં, વિષયાદિકમાં નિત્ય રમનારૂં;
ક્ષીર ત્યાગી ગ્રહે નીર એ ખારૂં. —ઓ.

અહીં પંકજમાં બહુ સ્વાર્થ ભર્યો, કયમ અંધ થઇ અનુરાગ કર્યો ?
તજી શીત હુતાશનમાં શું ઠર્યો ? —ઓ.

ફૂલડે ફૂલડે ફરતોજ ફર્યો, પણ ઉત્તમ એક ન સર્યો !
મધુકર, તેં જન્મ વૃથાજ ધર્યો. —ઓ

---

## પુણ્યભૂમિ.

---

જય જન્મભૂમિ પુણ્યભૂમિ, સકલ જગ ઓજસ્વિની;
તું શૌર્યભૂમિ, કર્મભૂમિ, માત, જગતેજસ્વિની.

વિદ્યા, વિનય, બલ, નમ્રતા, ને હિન્દ સંસ્કૃતિધારિણી;
તું સ્નેહભૂમિ, પૃથ્વી પટમાં એક જ દુઃખહારિણી.

તું સભ્યતાની જન્મદાતા માત, ભવભયતારિણી,
તું પુણ્ય વૈભવશાલિની, સંકટ સકલ સંહારિણી,

તું વીરપ્રસૂતા, નિર્મળા, વળી માત, અઘસંહારિણી,
તું રત્નગર્ભા, શુચિમતા, નમું પતિતજન ઉદ્ધારિણી.

---

## વિદાય.

ઊગી ઉષા જીવનની કંઇ ભાવ સ્ફૂર્યો,
ને કાવ્યદેવીકરથી રસમંત્ર પૂર્યો;
હૈયે ધ્વનિ વિવિધ ઉદ્ભવી ભાવભીના,
વીણા રચાઇ; સુર આ ગજવ્યા જ તેના.

તંત્રી લઘુ; સુર સુકોમળ છેક વીણા,
અજ્ઞાની હું ગજવવી નવ જાણું વીણા;
તોયે કર્યું મથન આ નિજતૃપ્તિ કાજે,
રૂચે ન વાચક, રુચે; પણ માફ કીજે.

સમાપ્ત.

# નામદાર મુંબઇ સરકારની ગવરમેન્ટ લેબોરેટરીના કેમીકલ.

એનાલાઇઝર સાહેબે અમારી દવાઓની પરિક્ષા કરી સર્ટીફીકેટ આપ્યું છે કે તેમાં કોઇ ઝેરી પદાર્થ દવા કે રસાયન વિગેરે નુકશાનકારક ચીજ નથી

શહેનશાહી અમ્બર પિલ્સ—સોનાના વર્કવાળી. અમ્બર અને પૌષ્ટિક કીમતી સુનાની દવાઓની બનાવેલ છે તેથી મગજશક્તિ તથા જ્ઞાનતંતુઓની કમજોરી દુર થઇ શારીરિક બળમાં વધારા સાથ ધાતુ ઘટ થઇ બંધેજ વધે છે. વૃદ્ધાવસ્થાના લોકોને નવી જુવાનીની પુરજોશ તાકાત આવે છે અમે તે કારણથી તાકાત ખોઇ બેઠેલા નિરાશ શખ્સોની આ બીમારી દુર કરી તાકાત વધારવામાં આ દવા અકસીર અને અમૃત છે, ફકત ત્રણ દીવસ બબે ગોળી ખાધાથીજ ચાક્કસ ખાત્રી થાય છે અને વીસ દીવસ ખાધાથી લાંબી મુદત સુધી તાકાત કાયમ રહે છે. ઇનામ રૂ. ૫૦૧ આ અમ્બર પિલ્સ માં ઝેરી પદાર્થ કે અફીણ ગાંજો ભાંગ ધતુરો એવી કોઇ કેફી વસ્તુ છે એમ સાબીત કરનારને રૂ. ૫૦૧ નું ઇનામ આપીશું. કીંમત ગોળી ૭ ના રૂ. ૨. ગોળી ૪૦ ના રૂ. ૧૦.

૨ શહેનશાહી તિલ્લા—ઘણીજ કીમતી દવાઓનો બનાવેલ છે તે સુંઘાડવાથી વગર ઇજાએ એક અઠવાડીયામાં ઇંદ્રીયની રગો-નસોની કમતાકાતી દુર થઇ તેમાં સખ્તાઇ અને પુરજોશ તાકાત પેદા થાય છે. કીમત શીશી ૧ ના રૂ. ૫. આ સિવાય બાજા દર્દોની દવાઓ માટે અમારૂં પ્રાઇસ લીસ્ટ વાંચો. લાંબી મુદતના હઠીલા અને ભયંકર દર્દોવાળા ઘણા દર્દી જે અનેક દવાઓ વાપર્યા છતાં નિરાશ થએલ તેઓને સંપૂર્ણ આરામ થયો. દર્દીએ દર્દની હકીકત ખુલાસાવાર લખવાથી નેક સલાહ તથા ઝડપથી લાગુ થાય તેવી દવા તથા વાપરવાની પુરી વિગત અહીંથી મલશે. મલવાનું ઠેકાણું—

હકીમ નુરમહમદ એ. એચ. મોલવી એન્ડ કાજી અબાસી

દવાખાના, જેતપુર —કાઠીઆવાડ.

ગુમાવ્યું છે

# ખોવાયું છે.

જો તમે તમારૂં પુરૂષત્વ ગમે તે કારણથી ગૂમાવ્યું હોય જો તમે તમારા ચહેરાનું નૂર ગમ્મે તેવી કુટેવોથી ખોયું હોય તો જરૂર

વિના વિલંબે

# વિગોરા વાપરો

વિગોરા ખાસ ચુંટી કાઢેલા ઓષધીની બનાવટ છે. તમારા શરીરમાં ઘર કરી બેસેલ આળ, અજીર્ણ, માથાનો દુઃખાવો, કમરનો દુઃખાવો, હાંફ, ક્ષય, ઉધરસ, દમ, ધાતુ-સ્રાવ, સ્વપ્નામાં ધાતુનું જવું ઊંઘ ન આવવી. વિગેરે ધાતુ વિકારનાં તમામ દરદો દુર કરી દસ્તની કબજીઆત દુર કરી, તમારા શરીરને તન્દુરસ્ત બનાવી ચ્હેરાની ફીકાસને દુર કરી ચ્હેરાની લાલાશને વધારે છે એક ડબ્બી ખાવાથીજ જાદુઈ અસર માલુમ પડશે અને વિગોરા એજ તમારૂં અમૃત સિદ્ધ પડશે. શીયાળાની ઋતુમાં ખાસ વાપરવા ભલામણ છે. ડબ્બીની કિંમત માત્ર રૂપીયો દોઢ પોસ્ટ ખર્ચ માફ.

એજન્ટો જોઇએ છીએ.

ઇન્ડીયન મેડીકલ-ડીપો

ભાવનગર ( કાઠીયાવાડ. )

મહર્ષિનોમાંથી ચાંદ તથા સરટીફીકેટો મેળવીને
સુપ્રખ્યાત થયેલી જુનામાં જુની,

# ઊંઝા આયુર્વેદિક ફાર્મસી રીચીરોડ—અમદાવાદ.

## શાસ્ત્રોક્ત ઔષધો. મળતા નામથી ઠગાશો નહી.

| | |
|---|---|
| સુદર્શન ચૂર્ણ—તાવમાટે અકસીર તોલા દશના | રૂ. ૦—૮—૦ |
| હીંગાષ્ટક ચૂર્ણ—આફરો, અજીર્ણ, ચૂંક, તોલા દશના | રૂ. ૦—૭—૦ |
| સ્વાદીષ્ટ ચૂર્ણ—ખોરાક પચાવી ભૂખલગાડનાર | રૂ. ૦—૮—૦ |
| સીતોપલાદિ ચૂર્ણ—સસણી, ખાંશી ક્ષય, રકતપિત્ત, | રૂ. ૧—૦—૦ |
| શીવાક્ષાર પાચન—દસ્તસાફઆવી અજીર્ણ મટાડનાર | રૂ. ૦—૮—૦ |
| દ્રાક્ષાસવ—કકડતી ભૂખલગાડી ઉંઘ લાવનાર રતલ દોઢ | રૂ. ૨—૦—૦ |
| કુમારીઆસવ—ઉદરરોગ તથા ગર્ભાશયનારોગો રતલએક | રૂ. ૨—૦—૦ |
| લોહાસવ—પાંડુ, અશક્તિ, સોજા, વગેરેમાં અકસીર | રૂ. ૨—૦—૦ |
| વાસાસવ—દમ, ક્ષય, ખાંશી રક્તપિત્ત | રૂ. ૨—૦—૦ |
| અશોકારિષ્ટ—પ્રદર, લોહીવા નબળાઇ | રૂ. ૨—૦—૦ |
| જીવન—ધાતુનેવધારી લોહી તથા બળ વધારનાર | રૂ. ૨—૮—૦ |

આ ઉપરાંત તમામજાતની ભસ્મો, રસો માત્રાઓ, ગુગળો, ગુટીકા ચૂર્ણો, ક્વાથો આસવો અવલેહ. ઘૃત, તેલ, મુરબા, ક્ષાર, સત્વ, પ્રવાહીક્વાથ વીગેરે તૈયાર મળશે.

સૂચીપત્ર મફત મંગાવી વાંચો.

મહાત્મા ગાંધીજી કહે છે

આવા અલમસ્ત ગાંજાની ચિલ

ચઢાવતા, ભાંગની લ્હેરમાં ઘુણતા રૃષ્ટપુષ્ટ ૫૦૦૦
સાધુઓને ભારતવાસીઓ પાળે છે !

આવા એક સાધુને બદલે ભારતના અનાથ ચ
રક ૪) બાળકોને ભોજનથી તૃપ્ત કરી
જીવાડતાં ૨૦૦૦૦૦૦૦ નિરાધાર
ભારત સંતાનને

# પુનઃજીવન આપી

પાછાં ભવિષ્યના ઉપયોગી અને ઉદયોગી શહે
બનાવશો—આ વર્ષથી પ્રતિજ્ઞા લ્યો કે કંઈ
નહીં તો એક બાળકને જરૂર જીવત-
દાન આપશો તો લખો;—

ઓનરરી સેક્રેટરી,

હિન્દુ અનાથાશ્રમ—નડીયાદ